# વિવેચક

# 'સંતબાલ'

: મુદ્રક : : મુદ્રણસ્થાન
જયંતિલાલ દેવચંદ મહેતા
જય ભારત પ્રેસ
[illegible] પાસે-રાજકોટ.

વીર સંવત ૨૪૮૫
વિક્રમ સંવત ૨ ૧૫
ત્રીજી આવૃત્તિ પ્રત ૧૦૦૦

પડતર કિંમત
રૂા. ૧-૮-

અર્ધી કિંમત
૦-૧૨-૦

# અનુક્રમણિકા



## ફોટા.





## અમૂલ્ય તત્ત્વ વિચાર

( હરિગીત છંદ )

બહુ પુણ્યકેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે ! ભવચક્રનો, આંટો નહિ એકકે ટળ્યો,
સુખ પ્રાપ્ત કરતા સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે, કાં અહો રાચી રહો ? ૧

લક્ષ્મી અને અધિકાર વધતા શું વધ્યું તે તો કહો ?
શું કુટુંબ કે પરિવારથી, વધવાપણું એ નય ગ્રહો,
વધવાપણું સંસારનું, નરદેહને હારી જવો,
એનો વિચાર નહિ અહોહો ! એક પળ તમને હવો !!! ૨

નિર્દોષ સુખ, નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે
એ દિવ્ય શક્તિમાન્ જેથી, જંજિરેથી નીકળે
પર વસ્તુમા નહિ મુઝવો, એની દયા મુજને રહી,
એ ત્યાગવા સિદ્ધાંત કે, પશ્ચાત્ દુઃખ તે સુખ નહીં. ૩

હું કોણ છું ક્યાથી થયો ? શું સ્વરૂપ છે મારૂ ખરૂ ?
કોના સબંધે વળગણા છે ? રાખુ કે એ પરિહરૂ ?
એના વિચાર વિવેકપૂર્વક શાંત ભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનના સિદ્ધાંતતત્ત્વ અનુભવ્યા ૪

તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું ?
નિર્દોષ નરનું કથન માનો 'તેહ' જેણે અનુભવ્યુ
રે ! આત્મ તારો ! આત્મ તારો ! શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમા સમદ્રષ્ટિ દ્યો આ વચનને હૃદયે લખો. ૫

❁

# પ્રસ્તાવના

## પ્રયોજન

હુ જેને 'વહાલા સાધક'ને નામે સબોધુ છુ એવા એક સાધકે વાઘજીપગના ચાતુર્માસ વખતે 'અપૂર્વ અવસર' પર વિવેચન માગ્યુ તે વેળાએ શ્રીમદ્ ભગવતીસૂત્રના સબોધ અનુવાદ ઉપર મારુ ધ્યાન ચોટયુ હતુ, પણ સપ્તાહના શનિવારે હુ પત્ર લખતો બે એક ટુકો એમ લખાઇ હશે, પણ પછીથી શનિ સિવાયનો એક અને કોઇ વાર બે દિવસ, સપ્તાહે અપાતા એમ નવેક ટૂંકો લખાયા પછી કામ બધ રહ્યુ આ ટુકો લખાતી વેળા મારી સામે આશ્રમભજનાવલીમાની ૫૬૭ ટૂંકવાળુ જ પદ હતુ પણ પાછળથી એકવીસ ટુકવાળુ પદ મળ્યુ અને એ ગત ચાતુર્માસમા અધૂરુ રહેલું કામ આ ચાતુર્માસમા પૂરુ થયુ

## આકર્ષણ અને સવેદન

એ સાભરતુ નથી કે આ પદ સૌથી પહેલા કોની પાસેથી અને ક્યારે સાભળ્યુ ? જ્યારથી એ પદ સાભળ્યુ છે, ત્યારથી એ પદ પ્રત્યે કોઇ અજબઆકર્ષણ ચાલુ રહ્યુ છે ગાતી વેળાએ જરા આર્દ્રતા અને શાન્તરસનુ હૃદયસવેદન અનેકધા થયુ છે એમા જેમ જેમ ઊડા ઉતરાય છે, તેમ તેમ સુષુપ્તઆત્માને ઢઢોળીને કોઈ નવા જગતમા ઊચેને ઊચે દોરી જતુ હોય ! એવો ભાસ મને ઘણીવાર રહ્યા કર્યો છે

## સિદ્ધિનાં સોપાન

આ પદના રચયિતા 'શ્રીમદ્ રાજચંદ્ર' છે. મૂળે આ પદ જૈનઆગમોના સુપ્રસિદ્ધ ચૌદ ગુણસ્થાનકો–મોક્ષસીડીના ક્રમિક પગથિયાંઓના ખ્યાલ પર રચાયું છે×૧ એમાં જે જે લક્ષણો અને દશા બતાવાઈ છે, તે અક્ષરશઃ જૈનઆગમોપરથી લેવાઈ છે×૨ પણ એ વર્ગીકરણ અને ગોઠવણ એવાં તો ઉત્તમ અને સફળ થયાં છે કે આગ્રાનો તાજમહેલ જેમ શિલ્પદુનિયાનો અદ્ભૂતકળા નમૂનો છે તેમ આ ગીતા જેવા સર્વમાન્ય ગ્રંથની હરોળમાં આવે એવો આધ્યાત્મિક જગતના આલીશાન મંદિરનો કળાનમુનો છે એમ મને લાગ્યું છે. ગીતાની આસપાસ જેમ આખું આધ્યાત્મિક જગત છે તેમ આની આસપાસ આધ્યાત્મિક જગતમાંથી કાઢી આપેલો કેવળ મલીદો છે. એ પચાવવા માટે અમુક ભૂમિકા જોઈએ. પણ જેને પચે એનો બેડો પાર!

હિંદના વિશ્વવિખ્યાત ત્રણે ધર્મોએ (વૈદિક જૈન અને બૌદ્ધ) આર્યસંસ્કૃતિના ઉંમ ઊંચી માંડીને આ ૮ પર્યંત બુદ્ધી રીતે

---

૧ 'सम्यग्ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः' એ પરથી નીચેની ક્રમબદ્ધ સીડી कम्मविसोहिमग्गण पडुच्च चउदसजीव ठाणा पण्णत्ता। तंजहा मिच्छदिट्ठी सासायणसम्मादिट्ठी सम्मामिच्छादिट्ठी, अविरयसम्मादिट्ठी विरयाविरयसम्मादिट्ठी, पमत्तसंजतो अपमत्तसंजतो, नियट्टीबायर अनियट्टीबायर, सुहुमसंपराय उवसमगिय, खवय सजोगी केवली, अजोगी केवली

×૨ જુઓ પરિશિષ્ટમાં એ બધા સ્થળો અક્ષરશ: સામસામે અપાયાં છે

સાધનાત્મક×ર અને દાર્શનિક બન્ને દૃષ્ટિએ-મોક્ષમાર્ગે જવાનાં પગથિયા પોતપોતાની કક્ષા પ્રમાણે×ર ટૂકાણમા કે વિસ્તારથી બતાવ્યા છે એમાનુ આ પદમા જૈનધર્મની કક્ષાથી ક્રમિક વિકાસ-વર્ણન હોઈને સવિવેચન' આ પદ પુસ્તકનુ નામ '**સિદ્ધિનાં સોપાન**' રાખ્યુ છે

## સસ્કરણનુ દૃષ્ટિબિદુ

આ અગાઉ આ પદ્ય પર વિશેષાર્થ કે વિવેચનની, બે એક આવૃત્તિઓ નીકળેલી મે સાભળી છે એમાની એકે હજુ હુ જોઈ શકયો નથી

આ સસ્કરણમા જે દૃષ્ટિબિદુ હશે તેમા અને શ્રીમદ્દની મૂળકૃતિ પાછળની ભાવધારામા જે અતર હશે, તે અનિવાર્ય છે કારણ કે મુખ્યત્વે અતરગભૂમિકાનો વિષય છે

વળી મારે એ ચોખવટ કરવી જોઈએ કે શ્રીમદ્દના ઘણા વિચારો એવી ઢબે રજૂ થયા છે કે જે મને ગળે ઉતરતા નથી, પણ મને ગળે ન ઉતરે એ સર્વાશે ત્યાજ્ય છે એમ મે નથી

---

×ર –'**ऋतेज्ञानान् न मुक्ति**' એ શ્રુતિ પર છએ દર્શનોના યુક્તિવાદનુ મડાણ છે નૈયાયિક અને વૈશેષિકના જોડલાનો સનાતન-જ્ઞાન માટે યુક્તિવાદ અને પરમાણુવાદ, વેદાતનુ જિજ્ઞાસા વિના જ્ઞાન ન હોય માટે **अथाऽतो ब्रह्मजिज्ञासा** ની યોગ્યતા સારુ વિવેક વૈરાગ્ય, ષટસપત્તિ અને મુમુક્ષુતા

સાખ્ય અને યોગના જોડલાના પ્રકૃતિલય કે ચિત્તનિરોધ માટેના યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિનુ ક્રમિક સાધનાવર્ણન, પ્રાચીન બૌદ્ધ

માન્યુ કેટલાક સ્થળો એવા પણ છે કે પૂર્વાપરનો સબંધ અને મૂળભૂત આશયનો વિવેક ન જળવાય તો અનર્થ થાય! ૪૨

## શ્રીમદ્

શ્રીમદ્ વિષે એક અક્ષર પણ ઉચ્ચારતા પહેલા સંકોચ થાય છે કારણ કે એમની મૂળપ્રતિભા આગળ બે પ્રકારના વાળુ મળ ખડા થયા છે (૧) શાબ્દિકઅતિપ્રશસકોનું (૨) કેવળ-વિરોધકોનું

એટલે આ પથના વિવેચનમા એમની વિષમભાવાત્મક દિશા તરફ મુખ્ય લક્ષ્ય સેવાયુ છે એથી સભવ છે કે એ પુરુષની મૂળકૃતિને મને સતોષ થાય તેવો ન્યાય ભલે મળ્યો હોય, પણ પૂરો ન્યાય નહિ મળ્યો હોય! છતા પ્રમાણિકપણે એટલુ માનું છુ કે એમની કૃતિને લગીરે અન્યાય ન થાય એ તકેદારી બરાબર રખાઈ છે.

વળી જ્યારે જ્યારે એ બન્ને પક્ષો તરફથી શ્રીમદ્‌ની ભૂમિકા વિષેના પોતપોતાની દૃષ્ટિ પ્રમાણેના ખ્યાલો રજુ કરી, મારો અભિપ્રાય લેવાની તજવીજ કરવામા આવી છે ત્યારે ત્યારે મે પ્રાય મૌન સેવ્યુ છે અથવા થોકડસ સયોગોમા મારા દૃષ્ટિ

---

દર્શનના સકાયપરિટ્ટિ આદિ દશ સયોજનોના અભાવરૂપી નિર્વાણનો અષ્ટાગિક માગ ક્રમ અને હરિભદ્રસૂરિની મિત્રા, તારા, બલા દીપ્તા, સ્થિરા કાન્તા પ્રભા, પરા, આઠ દૃષ્ટિઓ એવું સાહિત્ય પુષ્કળ છે

–૪૨–આ ચોખવટ શ્રીમદ્‌ના સમસ્ત લખાણોની અપેક્ષાએ અહીં કરી છ

બિંદુની ચોખવટ કરી છે મને એમ લાગે છે કે માત્ર શ્રીમદ્ માટે જ નહિ। કોઇ પણ વ્યકિતની યથાર્થ અંતરંગભૂમિકા વિષે અભિપ્રાય આપવામા ભારે જવાબદારી રહેલી છે અને એવી મહા મધ્યસ્થ ભૂમિકા પણ જોઇએ છે એ જવાબદારી ઉપાડવાની શકિત અને લાયકાત જેટલે અંશે મારામા હોય, તેટલે અંશે જ મારે એ બોજામા યોજાવુ જોઇએ એટલે અહીં શ્રીમદ્ના અંગત જીવન વિષે સાંગોપાંગ ચર્ચા નહિ કરુ પણ આ પદ્યના રચયિતા વિષે આ પ્રસંગે કશુ જ ન કહુ તો આત્મધર્મ ચૂકુ, એટલે એ પદ્ય પરથી અને શ્રીમદ્ના બીજા લખાણો પરથી મારા મન પર જે એમના વિષેની છાપ પડી છે, તે એમના જ શબ્દોને ટાંકીને કહીશ માત્ર ગુણશોધક દૃષ્ટિ રાખી જોનાર કોયનોય એ વિષે મતભેદ નહિ હોય।

## શ્રુતભકિત

જૈનઆગમો પ્રત્યે એમનો જે અનન્યનિષ્ઠા હતી તે એમના નીચેના શબ્દો કહી આપે છે —

'સઘળા ધર્મમતોના વિચાર જિનપ્રણીત વચનામૃતસિંધુ આગળ એક બિંદુરૂપ પણ નથી' મોક્ષમાળા પાઠ ૯૫

'એવો એકકે પરમાર્થિક વિષય નથી, કે જે જૈનમા ન હોય।'

'એવુ એકકે તત્ત્વ નથી કે જે જૈનમા નથી' મોક્ષમાળા પાઠ ૯૫ જૈન શબ્દથી રખે કોઇ એકાંતઆગ્રહ કે ભ્રમમા પડે। માટે કહે છે કે – 'પણ એ વાત ન ભૂલવી જોઇએ' કે જૈન-શાસ્ત્રોમા પ્રવેશતા પહેલા ભૂમિકા–અંતરંગ યોગ્યતા–જોઇએ' મોક્ષમાળા પાઠ ૯૫

માન્યુ કેટલાક સ્થળો એવા પણ છે; કે પૂર્વાપરનો સબધ અને મૂળભૂત આશયનો વિવેક ન જળવાય તો અનર્થ થાય! ×૨

### શ્રીમદ્

શ્રીમદ્ વિષે એક અક્ષર પણ ઉચ્ચારતા પહેલા સંકોચ થાય છે કારણ કે એમની મૂળપ્રતિભા આગળ બે પ્રકારના વાયુ મંડળ ખડા થયા છે (૧) શાબ્દિકઅતિપ્રશસકોનું (૨) કેવળ-વિરોધકોનું

એટલે આ પથના વિવેચનમા એમની વિધેયભાવાત્મક દિશા તરફ મુખ્ય લક્ષ્ય સેવાયુ છે એથી સભવ છે કે એ પુરુષની મૂળકૃતિને અને સતોષ થાય તેવો ન્યાય ભલે મળ્યો હોય પણ પૂરો ન્યાય નહિ મળ્યો હોય! છતા પ્રમાણિકપણે એટલુ માનું છુ કે એમની કૃતિને લગીરે અન્યાય ન થાય એ તકેદારી બરાબર રખાઈ છે

વળી જ્યારે એ બન્ને પક્ષો તરફથી શ્રીમદ્ની ભૂમિકા વિષેના પોતપોતાની દૃષ્ટિ પ્રમાણેના ખ્યાલો રજુ કરી, મારો અભિપ્રાય લેવાની એષણા કરવામા આવી છે ત્યારે ત્યારે મે પ્રાય મૌન સેવ્યુ છે અથવા થોડાક સયોગોમાં મારા દૃષ્ટિ

૪શનના સકાયત્તિસ્કિ આદિ ૪શ સયોજનોના અભાવરૂપી નિર્વાણનો અખ્યાસિક માગ ક્રમ અને હરિભદ્રસૂરિની મિત્રા, તારા, બલા દીપ્રા, સ્થિરા, કાન્તા પ્રભા, પરા, આઠ દૃષ્ટિઓ એવું સાહિત્ય પુષ્કળ છ

—×—આ લખાણ શ્રીમદ્ના સમસ્ત લખાણોની અપેક્ષાએ લખ્યુ કરી છ

બિંદુની ચોખવટ કરી છે મને એમ લાગે છે કે માત્ર શ્રીમદ્ માટે જ નહિ। કોઇ પણ વ્યકિતની યથાર્થ અંતરંગભૂમિકા વિષે અભિપ્રાય આપવામા ભારે જવાબ્દારી રહેલી છે અને એવી મહા મધ્યસ્થ ભૂમિકા પણ જોઇએ છે એ જવાબદારી ઉપાડવાની શકિત અને લાયકાત જેટલે અંશે મારામા હોય, તેટલે અંશે જ મારે એ બોજામા યોજાવુ જોઇએ એટલે અહી શ્રીમદ્ના અંગત જીવન વિષે સાંગોપાંગ ચર્ચા નહિ કરુ પણ આ પદ્યના રચિયતા વિષે આ પ્રસંગે કશુ જ ન કહુ તો આત્મધર્મ ચૂકુ, એટલે એ પદ્ય પરથી અને શ્રીમદ્ના બીજા લખાણો પરથી મારા મન પર જે એમના વિષેની છાપ પડી છે, તે એમના જ શબ્દોને ટાંકીને કહીશ માત્ર ગુણશોધક દૃષ્ટિ રાખી જોનાર કોયનોય એ વિષે મતભેદ નહિ હોય।

## શ્રુતભકિત

જૈનઆગમો પ્રત્યે એમનો જે અનન્યનિષ્ઠા હતી તે એમના નીચેના શબ્દો કહી આપે છે —

'સઘળા ધર્મમતોના વિચાર જિનપ્રણીત વચનામૃતસિંધુ આગળ એક બિંદુરૂપ પણ નથી' મોક્ષમાળા પાઠ ૯૫

'એવો એકકે પરમાર્થિક વિષય નથી, કે જે જૈનમા ન હોય!'

'એવુ એકકે તત્ત્વ નથી કે જે જૈનમા નથી' મોક્ષમાળા પાઠ ૯૫ જૈન શબ્દથી રખે કોઇ એકાંતઆગ્રહ કે ભ્રમમા પડે। માટે કહે છે કે – 'પણ એ વાત ન ભૂલવી જોઇએ' કે જૈન-શાસ્ત્રોમા પ્રવેશતા પહેલા ભૂમિકા–અંતરંગ યોગ્યતા–જોઇએ' મોક્ષમાળા પાઠ ૯૫

છેવટે વધુ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે –

'જે જે હું કહી ગયો, તે તે કેવળ જૈનકુળથી જન્મ પામેલા માટે નથી. પરંતુ સર્વને માટે છે' મોક્ષ પાઠ ૯૫

એમણે જૈનેતર પૌર્વાત્ય અને પાશ્ચિમાત્ય તત્ત્વજ્ઞાનના ગ્રંથો અધ્યાગાહ્યા જ હતા એ નિર્વિવાદ છે પણ એથી જ એમનો જૈનદર્શન પ્રત્યે અનુરાગ ન હતો, એ અનુરાગનું મૂળકારણ એમને જૈનઆગમોમાંથી જે અંતરંગ શાન્તિ મળી તેવી એમની અંતરંગ ભૂમિકા હતી. એમ નીચેના શબ્દોથી જણાય છે —

તમે ગમે તે દર્શનને ભલે માનો, ગમે તો પછી તમારી દૃષ્ટિમાં આવે તેમ જૈનને કહો. સર્વ દર્શનના શાસ્ત્રતત્ત્વને જુઓ તેમ જૈનતત્ત્વને પણ જુઓ. સ્વતંત્ર આત્મશક્તિએ જે યોગ્ય લાગે તે અંગીકાર કરો. મારૂં કે બીજા ગમે તેનું ભલે એકદમ તમે માન્ય ન કરો. પણ તત્ત્વને વિચારો. મોક્ષ પાઠ ૯૮

"જૈન જગતને અનાદિ અનંત કહે છે તે કયા ન્યાયથી કહે છે? એમ એક પછી એક ભેદરૂપ વિચારથી જૈનદર્શન નાસ્તિક છે કે આસ્તિક? તે પવિત્રતા સમજી શકાય।

મોક્ષ પાઠ ૯૫

### વીતરાગભાવ પ્રત્યે રુચિ અને સ્યાદ્વાદ

જૈનઆગમોમાંથી એમને જે તત્ત્વ સૂઝ્યા અને તે જે આપ્યા તે આ —

(૧) શુદ્ધવીતરાગતાનું જ પૂજન.
(૨) સ્યાદ્વાદ

તેઓ કહે છે —

‘ મમત્વ કે રાગ છે, ત્યા સત્યત્વ નથી ! ’ મોક્ષ પા ૯૫. આ દષ્ટિ રાખી જેમ જેમ આગળ વધે છે તેમ તેમ આખરે એમની દષ્ટિ, જૈનદર્શનમાં બધા દર્શનો વ્યાપેલા જુએ છે

‘ જે ગાયો તે સઘળે એક, સકળદર્શને એ જ વિવેક,
સમજાવવાની શૈલી કરી, સ્યાદ્વાદ સમજણ પણ ખરી

રાજપદ્ય પૃ ૫૭

## એકાગ્રતા

અવધાનશકિતના આરભથી ઠેઠ પર્યંત એકાગ્રતાની કડી તુટતી નથી ઝઝાવાતો અનેક આવે છે અતરગ ભૂમિકામા એ પોતે ભાખે છે, તેમ આસમાન અને પાતાળ સ્પર્શી જાય છે ! દેહસ્થિતિ બગડે છે જીવનમા અસામજસ્ય ડોકિયા કરે છે આખરે પુરુષાર્થ થાકે છે, પણ એકાગ્રતા ખડાતી નથી કારણુ સસ્કારગત હૃદયરગ છે

## આર્દ્રતા

‘ રસાત્મક વાકયમ્ કાવ્યમ ’ કે ‘ ધ્વન્યાત્મક કાવ્ય ’ ગમે તે કાવ્યલક્ષણુ લઇએ પણુ તેઓ હાડોહાડ કવિ હતા ગદ્ય અને પદ્ય બન્નેમા રસઝરણુિ નિરતર વહતી પણુ તેમની ખરી મહત્તા અહીં છે

‘ હુ પામર શુ કરી શકુ ’ રાજપદ્ય પૃ ૪૩

‘ અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુય ’

રાજપદ્ય પૃ ૪૬

ગજાવગર ને હાલ મનોરથરૂપ જો ’

રાજપદ્ય પૃ ૧૪

## એક કલ્પના

એ મૂળ પ્રતિજ્ઞા, આજે હશે ખરી ? હતી હો કે હશે તો તેઓ કયા હશે ! શુ કરતા હશે ! એમના જ અતિમ ઉદ્ગારો પ્રમાણે પણી ત્વરાએ પ્રવાસ પૂરો કરવાનો હતો ત્યા વચ્ચે સહરાનું રણ સમાપ્ત થયુ, ને વળી પગે નિકાચિત ઉદયમાન થાક અટકયુ કયો એટલે હવે તેઓએ જ્યાં જન્મ ધર્યો હશે ત્યા પૂર્વ સસ્કારોની સફળતાથી જોતા —

(૧) ખૂબ જાગૃત હશે ! શરીરઆરોગ્ય સારુ હશે.

( ) જૈનદીક્ષા એમને ખૂબ પ્રિય હોવાથી એ કોઇપણ દર્શનના ત્યાગી ભલે ગણાતા હશે ! પણ આદર્શ જૈનત્યાગ સેવતા હશે અને યુવાવયે જ સર્વ સગનો એમણે પરિત્યાગ કર્યો હશે, કારણ કે યુવાવયનો સર્વસગપરિત્યાગ પરમપદને આપે છે એવો એમનો દઢ મત હતો.

મોક્ષ પાઠ ૧૦૧

(૩) થવા હેતુ જે ચિત્તનો, સત્ય ધર્મનો ઉદ્ધારરે થશે અવશ્ય આ દેહની (દેહથી) એમ થયો નિરધારરે."

રાજપદ્ય પૃ ૧૯

પવિત્ર સ્યાદ્વાદમતનું ઢકાયેલુ તત્ત્વ પ્રસિદ્ધિમાં આણવા જ્યા સુધી પ્રયાજન નથી ત્યા સુધી શાસનની ઉન્નતિ પણ નથી.

મોક્ષ પાઠ ૯૯ મો.

આ શબ્દો જોતા 'એ સત્ય ધર્મના ઉદ્ધાર માટે' સર્વધર્મના સમન્વયરૂપ સ્યાદ્વાદને સક્રિય સ્વરુપ આપવામા ગુથાયા હશે

(૪) કોઇ ક્રિયાજડ થઈ રહ્યા, આત્મજ્ઞાનમા કોઇ,
માને મારગમોક્ષનો, કરુણા ઉપજે જોઇ' આત્મ (૩)

આ એમનો જીવનમત્ર હતો એટલે એ જ્યાં હશે, ત્યા જ્ઞાન અને ક્રિયાનો સુમેળ સાધી, સધાવી રહ્યા હશે. કર્મ, વાણી અને વર્તનની એકવાક્યતાની જીવત પ્રતિમા હશે !

(૫) હિંદનુ ક્ષેત્ર એમને અતિપ્રિય હતુ એટલે એ ક્ષેત્ર કયા તો એમને મળ્યુ હશે. અથવા બીજા ક્ષેત્રે, હશે, તો હિંદ પ્રત્યે એમનુ અથાગ પ્રેમસવર્ષણ હશે !

અવશ્ય કર્મનો ભોગ છે, ભોગવવો અવશેષરે
તેથી દેહ એક જ (મનુષ્ય શરીર) ધારી, ને જાશુ સ્વરુપ સ્વદેશરે

એ આખરી વચન, એમને એમનો જ આત્મા એકદા સફળ બનાવો !

સર્વત્ર શાન્તિ વિસ્તરો
મૈયામદિર માનકોલ ૧૫-૮-૩૯

'સતબાલ'



## પ્રવેશતાં પહેલાં

# ભૂમિકા

✿

જૈનદૃષ્ટિએ સંસાર અને મોક્ષ એ બન્ને સ્થિતિ વચ્ચે એક જ આત્માની ત્રણ દશાઓ કલ્પી છે

બહિરાત્મા — મોહરૂપી નિદ્રામાં જઈ સ્વભાવનું ભાન ભૂલી ભ્રમે કરી "શરીરાદિ"ને જ "આત્મા" માનીને જીવની થતી પ્રવૃત્તિ તે બહિરાત્મદશા

અંતરાત્મા — વિવેક દ્વારા ભ્રમ ટળતાં સ્વભાવલગનીની રુચિ પ્રગટે અને શરીરાદિ પોતાથી (આત્માથી) ભિન્ન છે એવા પ્રકારનો પ્રકાશ જે દશામાં મળે તે અંતરાત્મદશા.

પરમાત્મા — વીતરાગભાવની પરાકાષ્ઠાવાળી અવાચ્ય નિષ્કલંકપરમવિશુદ્ધ દશા તે પરમાત્મદશા.

આ ત્રણ દશાઓ પછી જ્યાર મધ્યવર્તી દશા આવે છે ત્યારે એ દશાવાળા જીવન નવા રંગદશાના નવના ચમત્કારો થાય છે

આવી પરિસ્થિતિમા ભવ્યસર્વોપરી દશા માટે નિર્મળ મહત્ત્વાકાક્ષા જાગે છે, જે તાલાવેલી લાગે છે, તેનુ અહીં ક્રમવાર નિદર્શન છે

અતગત્મદશાથી માડીને પરમાત્મદશા પર્યંતની ઉત્તરોત્તર ભૂમિકાઓના સવેદનનુ આ આર્ષદર્શન છે

જે ક્ષણે પ્રભુ અને પોતે ઘણે દૂર છતા જે ભાવજગતમા તાદાત્મ્ય અનુભવી લે છે તે ક્ષણુની આ વાણીમા અવતરેલી રસ-ગીતા છે એ દૃષ્ટિએ અર્જુન અને ભગવાન કૃષ્ણના સવાદ સામે જીવ અને પ્રભુનો અહી રૂપક સવાદ ગોઠવી લેતા સમજવામા સરળ પડશે એમ ધારી વિવેચનમા એ દૃષ્ટિ રાખી છે



## "ધર્મ એજ સાચો માર્ગદર્શક સગાથી છે"

આ જગતમા અનેક જીવો જુદા જુદા સ્વરૂપે ઉત્પન્ન થયા છે થાય છે થશે અને મૃત્યુને પામશે. કહેવાનું તાત્પર્ય એ છે કે સંસાર સાગરમાંથી સૌ કોઇને જ્યાં સુધી મુક્તિ ન મળે, ત્યા સુધી આ સંસારરૂપી સમુદ્રને વિષે એક યોનિમાંથી બીજી યોનિમાં એમ ભટકવા કરવાનું છે જ જે જીવ આ ભવસમુદ્ર તરીને પેલેપાર જાય એટલે કે એને ફરીથી જન્મ પામવાનું મટી જાય તો, એ જીવ આ સંસારના અનેક પ્રકારના દુ:ખથી વિમુક્ત થઇને મુક્તિનું નિરંતર સુખ પામે, પરંતુ સમુદ્ર તરવાને નાવ જોઇએ. તો ધર્મકરણી એ એક નાવ છે, એ નાવ જીવને સંસાર સમુદ્રથી તારે છે, માટે મુમુક્ષુ જીવો જો ધર્મરૂપી નૌકાનું અવલંબન કરે તો સહેલાઇથી જન્મ મરણથી મુક્ત થઇ જાય.

આ જગતમા જેને આપણે સગાથી—સ્નેહી માનીએ છીએ તે સગાથીઓ—સ્નેહીઓ તો અંતે આપણો ત્યાગ કરનારા છે, કારણ કે દેહ ત્યાગ કરતી વખતે આપણને તેઓ ઉપયોગી નથી અને આત્મા એકલો જ ચાલ્યો જાય છે તેમજ "ધર્મ એજ સાચો સગાથી—સ્નેહી છે કે જે તેની સાથે જાય છે

આ સંસારની સર્વ વસ્તુઓ તજીને જવું છે, એટલુ હૃદયમા ઠસી જાય તો પછી ત્યાગ સમજ્યા છીએ એમ ગણાય અને તોજ મોક્ષ માર્ગના પગે ચઢી શકાય.

મનુષ્ય જન્મ અને ધર્મકરણી કરવામા સહાયરૂપ પુસ્તકો વાચવા કે સાંભળવા મળે તે પણ હળુકર્મી જીવના જ કારણો છે.

આત્મબંધુ,

દુર્લભજી રામજી વીરાણી

# નિવેદન.

"असंखयं जीविय मा पमायए"

સ્વર્ગસ્થ બા. બ્ર. **શ્રી વિનોદમુનિજી** આગમોક્ત જિનવાણીના પરમ ભક્ત હતા. આગમવચનો પર એમની અગાધ શ્રદ્ધા હતી અને **'असंखयं जीविय मा पमायए'** (જીવન તૂટયું સધાતું નથી માટે ક્ષણ માત્રનો પણ પ્રમાદ ન કરવો જોઈએ) આ તેમનુ ધ્યેય હતુ

વીતરાગની વાણીનો વિશેષ પ્રચાર કેમ થાય એની એમના હૃદયમા ઘણીજ ધગશ હતી વીતરાગના વચનોનુ શ્રદ્ધાન કરીને એમણે ભાગવતી દીક્ષા અગીકાર કરી. એમની દીક્ષા સંસ્કાર વિધિમા અમે નિમિત્ત ન થઈ શકયા, એ અમારી કમનસીબી છે. વીતરાગ વાણીના પ્રચારની એમની જે ઉત્કૃષ્ટ ઇચ્છા હતી તે સદ્ભાવનાની પૂર્તિરૂપે વીતરાગવાણીમાથી જે ઉત્તમ જ્ઞાન કે જે નિત્ય શ્રાવકજીવનમા ઉપયોગી થઈ શકે તેવા સાહિત્યનુ પ્રકાશન કરીને અમુક અશે એ દુખને હળવુ કરવા અમારા ચિત્તને શાન્ત્વન આપવાનો સ્વલ્પ પ્રયત્ન કરી આ ગ્રથ સ્વર્ગસ્થ બા. બ્ર **શ્રી વિનોદમુનિજીને** શ્રદ્ધાજલિરૂપે અર્પણ કરીએ છીએ

સ્વર્ગસ્થ મુનિશ્રી નિર્વાણ પામ્યા પછી તેમના સ્વર્ગારોહણનુ જે નિમિત્ત સરજાયુ તેનુ વર્ણન તથા તેમના આદર્શ જીવનનો વૃતાત સક્ષિપ્તમા આ ગ્રથમા આપેલ છે તેમજ તેમના અનુપમ જીવનને આવરી લેતો ગ્રથ ગુજરાતી તથા હિન્દી ભાષામાં

જુદા જુદા ગ્રંથ રૂપે પ્રકાશન થએલ છે "શ્રી સિદ્ધિના સોપાન" નામનો ગ્રંથ અમો શ્રી જૈન ધર્મ પ્રેમી મુમુક્ષુઓ સમક્ષ મૂકીએ છીએ જેમાં નિત્ય સ્વાધ્યાય કરવા માટે ઘણું ઘણું છાપ્યું છે અને મોક્ષાર્થી મહાનુભાવો માટે ખરેખર સિદ્ધિના સોપાન જ બની રહેશે.

આવા ગ્રંથો સસ્તી કિંમતે મળી શકે તો તેનો લાભ સૌ કોઈ વધારે પ્રમાણમાં લીએ અને જૈન જ્ઞાનનો પ્રચાર વધે એ કારણને અંગે અને અમારા સ્વ. પૂ. પિતાશ્રીની જે ખાસ અંતઃકરણની ધગશ અને આકાંક્ષા હતી તેમજ તેઓશ્રીની સૂચના હતી, તે પ્રમાણે આજે આ ગ્રંથ શ્રી સિદ્ધિના સોપાન તેમજ શ્રી જૈન તત્ત્વ પ્રકાશ, સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન, મહામંત્ર આરાધના શ્રુતજ્ઞાન પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ, શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા, શ્રી જૈન જ્ઞાન સાગર, શ્રી બૃહદ્ જૈન થોક સંગ્રહ, શ્રી કડાવ બોધ ગ્રંથ, અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદ મુનિનું જીવન ચરિત્ર (ગુજરાતી) તથા (હિન્દી) શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર ભાવના શતક તથા કર્મ અને આત્માનો સંયોગ શ્રી પ્રતિક્રમણ સૂત્ર, શ્રી સામાયિક સૂત્ર, જેવા ધાર્મિક ગ્રંથો અને ધાર્મિક ઉપકરણો પડતર કિંમત કરતાં અર્ધી કિંમતે આપીને તેઓશ્રીની ઇચ્છા અને ભાવનાને માન આપ્યાનો અમોને સંપૂર્ણ આનંદ થાય છે તે સાથે આ ગ્રંથની ત્રીજી આવૃત્તિ જૈન ધર્મ પ્રેમી સમાજ સમક્ષ સાદર રજુ કરવાના અમને પ્રાપ્ત થયેલા શુભ અવસર બદલ અમારી જાતને કૃતકૃત્ય માનીએ છીએ.

લિ. આત્મબંધુ
દુર્લભજી શામજી વીરાણી

સ્વ. ધર્માનુરાગી પૂજ્ય



શ્રી શામજી વેલજી વીરાણી

# બા. બ્ર. શ્રી વિનોદમુનિનું સક્ષિપ્ત જીવન ચરિત્ર



આ ગ્રથ બા બ્ર શ્રી વિનોદમુનિના સ્મર્ણાર્થે પ્રગટ કરવામા આવેલ છે તેથી તેમના જીવન ચરિત્રના ગ્રથમાથી અહીં સક્ષિપ્તમા તેઓશ્રીનુ જીવન વૃતાત છાપવામા આવેલ છે અને તેમને આ ગ્રથ અપર્ણ કરવામા આવે છે

આ પરમ વૈરાગી પુરુષનો જન્મ વિક્રમ સવત ૧૯૯૨ માં પોર્ટસુદાન (આફ્રિકા) મા કે જ્યા વીરાણી કુટુબનો વ્યાપાર આજ દિવસ સુધી ચાલુ છે ત્યા થયો હતો

શ્રી વિનોદકુમારના પુણ્યવાન પિતાશ્રીનુ નામ શેઠશ્રી દુર્લભજી શામજી વીરાણી અને મહાભાગ્યવાન માતુશ્રીનુ નામ બેન મણિબેન વીરાણી બન્નેનુ અસલ વતન રાજકોટ સૌરાષ્ટ્ર છે. બેન મણિબેન ધાર્મિક ક્રિયામા પહેલેથી જ રુચિવાળા હતા, પરતુ શ્રી વિનોદકુમાર ગર્ભમા આવ્યા પછી વધારે દૃઢધર્મી અને પ્રિયધર્મી બન્યા હતા

પૂર્વ ભવના સસ્કારથી શ્રી વિનોદકુમારનુ લક્ષ ધાર્મિક અભ્યાસ અને ત્યાગ ભાવ તરફ વધારે હોવા છતા તેઓશ્રીએ નોનમેટ્રીક સુધી અભ્યાસ કરી વ્યવહારીક કેળવણી લીધેલી અને વ્યાપારની પેઢીમા કુશળતા બતાવેલી

તેઓશ્રીએ યુનાઇટેડ કિંગડમ, ફ્રાન્સ, બેલ્જીયમ, હોલેન્ડ, જર્મની, સ્વીઝર્લેન્ડ, તેમજ ઇટાલી, ઇજીપ્ત વગેરે દેશોમા પ્રવાસ કરેલ સા ૨૦૦૯ના વૈશાખ માસ સને ૧૯૫૩ મા લડનમા રાણી એલીઝાબેથના રાજ્યારોહણ પ્રસગે તેઓશ્રી લડન ગયા હતા કાશ્મીરનો પ્રવાસ પણ તેમણે કરેલ, દેશ પરદેશ ફરવા છતા પણ તેમણે કોઈ વખતે પણ કદમૂળનો આહાર વાપરેલ નહી.

ઉગતી આવતી યુવાનીમાં તેઓશ્રીએ દુનિયાના રમણીય સ્થળો જેવાં કે કાશ્મીર, ઇજીપ્ત અને યુરોપના સુંદર સ્થળોની મુલાકાત લીધી હોવા છતાંએ તેઓને રમણીય સ્થળો કે રમણીય યુવતીઓનું આકર્ષણ થયું નહીં એ એના પૂર્વભવના ધાર્મિક સંસ્કારનો રંગ હતો, અને એ રંગે જ તેમને તે બધું ન ગમ્યું અને તુરત વતન પાછા ફર્યા અને સાધુ સાધ્વીજીના દર્શન કરવાને ઠેકઠેકાણે ગયા અને તેમના ઉપદેશનો લાભ લીધો અને વૈરાગ્યમાં જ મન લાગ્યું હુંડા ચોવીસીના પાંચમા આરાનું વિચિત્ર વાતાવરણ જોઇ તેમને કંઇક ક્ષોભ થતો કે તુરત જ તેનો ખુલાસો મેળવી લેતા અને ત્યાગ ભાવમાં સ્થિર રહેતા. દેશ પરદેશમાં પણ સામાયિક પ્રતિક્રમણ ચોવીહાર આદિ પચ્ચક્ખાણ તેઓ ચૂકયા નહીં. ઉંચી કોટિની શૈયાનો ત્યાગ કરી તેઓ સુવા માટે માત્ર એક ધોતરજી એક ઓસીકું અને ઓઢવા માટે એક ચાદર ફકત વાપરતા અને પલંગ ઉપર નહીં પણ ભૂમિ પર જ શયન કરવા અને પહેરવા માટે એક ખાદીનો લેંઘો અને ઝભો વાપરતા કોઈ વખત કબજો પહેરતા બહુ ઠંડી હોય તો વખતે સાદો ગરમ કોટ પહેરી લેતા અને મુહપતિ, પાથરણું રજોહરણ અને બે ચાર ધાર્મિક ગ્રંથોની ઝોળી સાથે રાખતા સંડાસમાં નહીં પણ જંગલમાં એકાંત જગ્યામાં ઘણે ભાગે શરીરની અશુચિ દૂર કરવા જતા હાલવા ચાલવા સંડાસ અને પેશાબ સંબંધીમાં જીવદયાની બાબ જતના કરતા

દેશમાં કે પરદેશમાં જ્યારે તમને કોઇની સાથે મળવાનું થતું ત્યારે તમની સાથે અહિંસામય જૈન ધર્મનું સ્વરુપ પ્રગટ કર્યા વગ રહેતા નહીં

દીક્ષાર્થીઓને જલ્દી દીક્ષા લેવાની પ્રેરણા કરતાં અને એમજ કહેતા કે જીંદગીનો કોઇ ભરોસો નથી " **અસખય જીવિય મા પમાયએ**" આયુષ્ય તુટતા વાર લાગતી નથી, જીવન તુટયુ સધાતું નથી, માટે ધર્મ કરણીમા સમયમાત્રનો પ્રમાદ ન કરવો જોઇએ.

ગોડલ સપ્રદાયના ઘણાખરા પૂ મુનિવરો અને પૂ મહાસતીજી-ઓનો તથા બોટાદ મપ્રદાયના પૂ આચાર્ય શ્રી માણેકચદજી મહારાજ અને દરિયાપુરી સપ્રદાયના ભાયચદજી મહારાજ, શ્રમણ સઘના મુખ્ય આચાર્યશ્રીજી આત્મારામજી મહારાજ વગેરે અનેક સાધુ–સાધ્વીઓના ઉપદેશનો તેમણે લાભ લીધેલ મુંબઇમા સા ૨૦૧૧ ની સાલમા શ્રી ધર્મસિહજી સપ્રદાયના શ્રી લાલચદજી મહારાજનો પરિચય થયો લાલચદજી મહારાજ પોતે, સસારપક્ષના ત્રણ પુત્રો અને બે પુત્રીઓ એમ કુલ ૬ બલકે આખા કુટુબે સયમ અગીકાર કરેલ તે જાણી તેમને અદ્‌ભૂત ત્યાગ ભાવના પ્રગટ થઇ કે જે કદી ક્ષય પામી નહીં.

આ પહેલા તેઓ જ્યારે માતા–પિતાની સાથે પૂજ્ય આચાર્ય શ્રી માણેકચદજી મહારાજના દર્શને બોટાદ ગયેલા ત્યારે તેમના ઉપદેશની જે અસર થઇ તે પણ મુખ્ય અસર પહેલી હતી અને બીજી અસર તે પૂજ્ય લાલચંદજી મહારાજના સહકુટુબની દીક્ષા એ હતી આ બેઉ પ્રસગોએ પૂર્વભવની બાકી રહેલી આરાધનાને પૂરી કરવાના નિમિત્તરૂપ હોઇને વખતો વખત તેઓ માતા–પિતા પાસે દીક્ષાની આજ્ઞા માગતા હતા અને તેનો જવાબ તેમના પિતાશ્રી તરફથી એક જ હતો, જે હજુ વાર છે સમય પાકવા દીઓ જ્ઞાન, અભ્યાસ વધારો.

સા ૨૦૧૨ ના અષા શુદી ૧૫ થી શ્રી વિનોદકુમારે આચાર્ય શ્રી પુરુષોત્તમજી મહારાજ સાહેબ પાસે વેરાવળ ચાતુ ર્માસ દરમ્યાન ખાસ નિયમીત રીતે દીક્ષાની તૈયારી કરવા માટે તેમની પાસે જ્ઞાનાભ્યાસ કર્યા તેની સાથે શ્રી પુરુષોત્તમજી મહા રાજના સસાર પક્ષના કુટુબીક દીક્ષાના ભાવિક શ્રી જસરાજભાઈ પણ જ્ઞાનાભ્યાસ કરતા હતા. તેઓએ ત્યા એવો નિર્ણય કરેલો કે શ્રી પુરુષોત્તમજી મહારાજ પાસે આપણે બન્નેએ દીક્ષા લેવી. પહેલા વિનોદકુમારે અને પછી શ્રી જશરાજભાઈએ દીક્ષા લેવી, શ્રી જસરાજભાઈની દીક્ષા તિથી પૂ શ્રી પુરુષોત્તમજી મહારાજ સાહેબે સા ૨૦૧૩ ના જેઠ શુદ ૫ ને સોમવારે મ ગરોલ મુકામે નક્કી કરી શ્રી જસરાજભાઈ વિનોદકુમારને રાજકોટ મળ્યા શ્રી વિનોદકુમારે શ્રી જસરાજભાઈની યથાયોગ્ય સેવા બજાવી માગરોલ રવાના કર્યા અને પોતે નિશ્ચયપૂર્વક દીક્ષા માટે આજ્ઞા માગી પણ તેઓના પિતાશ્રીની એકને એક વાણી સાભળીને તેમને મનમા આઘાત થયો અને દીક્ષા લેવા માટેનો તેમણે બીજો રસ્તા શોધી કાઢયો

પૂજ્ય શ્રી લાલચદજી મહારાજ અને તેમના શિષ્યોનો પરિચય મુબઈમા થયેલ હતો અને ત્યારબાદ કોઈ કોઈ વખત પત્ર વહેવાર પણ થતો હતો છેલ્લા પત્રથી તેમને જણાવેલ હતુ જે પૂ શ્રી લાલચદજી મહારાજ ખીમત પૂ આચાર્ય શ્રી સમ થમલજી મહારાજ સાહેબ પાસે જ્ઞાનાભ્યાસ અર્થે જવા છે પાતાના પિતાશ્રીની આજ્ઞા દીક્ષા માટે મળે તેમ નથી અને દીક્ષા તા લેવી જ છે આજ્ઞા વિના કોઈ સાધુ મુનિરાજ દીક્ષા આપશે નહિ અને સ્વયમેવ દીક્ષા માગરોળમા લઈને આચાર્ય શ્રી પુરુષો

સ્વ. ધર્માનુરાગી પૂજ્ય



માતુશ્રી શ્રી કડવીબાઇ વીરાણી

ત્તમજી મહારાજ પાસે જવામા ઘણાં વિઘ્ન થાશે, એમ ધારીને તેઓએ દૂર રાજસ્થાનમા ચાલ્યા જવાનુ નક્કી કર્યું

તા ૨૪-૫-૫૭ સા ૨૦૧૩ ના વૈશાખ વદ ૧૦ ને શુક્રવારના રોજ સાજના માતુશ્રી સાથે છેલ્લુ જમણુ કર્યું. ભોજન કરી, માતુશ્રી સામાયિકમા બેસી ગયા. તે વખતે કોઈને જાણ કર્યા વગર દીક્ષાના વિઘ્નોમાથી બચવા માટે ઘર, કુટુબ, સૌરાષ્ટ્ર ભૂમિ અને ગોડલ સપ્રદાયનો ત્યાગ કરી તેઓ બીચન તરફ રવાના થયા

શ્રી વિનોદમુનિના નિવેદન પરથી માલુમ પડ્યુ કે તા ૨૪-૫-૫૭ ના રોજ રાત્રે આઠ વાગ્યે ઘેરથી નીકળી, રાજકોટ જ કશને જોધપુરની ટીકીટ લીધી તા ૨૫-૫-૫૭ ના સવારે ૮ વાગ્યે મહેસાણા પહોચ્યા ત્યા અઢી કલાક ગાડી પડી રહે છે, તે દરમ્યાન ગામમા જઈને લોચ કરવા માટેના કેશ રાખીને બાકીના કઢાવી નાખ્યા અને ગાડીમા બેસી ગયા, મારવાડ જ કશન તથા જોધપુર જ કશન થઈને તા ૨૬-૫-૫૭ ની વહેલી સવારે ૪॥ વાગ્યે ફલોદી પહોચ્યા ત્યાથી પગે ચાલીને બીચન ઉપાશ્રયમા પહોચ્યા અને ઉપાશ્રયમા બિરાજતા મુનિવરોના દર્શન કર્યા વદણા નમસ્કાર કરી સુખશાતા પૂછી બહાર નીકળ્યા અને પોતાના સામાયિકના કપડા પહેર્યા અને પછી પૂજ્ય શ્રી સતોની સન્મુખ સામાયિક કરવા બેઠા તેમા "જાવ નિયમ પજ્જુવાસામિ દુવિહ તિવિહેણં" ના બદલે "જાવ જીવ પજ્જુવાસામિ તિવિહ તિવિહેણ" બોલ્યા તે શ્રી લાલચદજી મહારાજે સાભળ્યુ અને તેઓશ્રીએ પૂછ્યુ કે "વિનોદકુમાર ! તમે આ શુ કરો છો, તેનો જવાબ આપવાને બદલે "અપ્પાણ વોસિરામિ"

બોલી પાઠ પૂરો કર્યો અને પછી વિનયપૂર્વક બે હાથ જોડીને બોલ્યા કે " સાહેબ ! એતો બની ચૂક્યુ અને મે સ્વયંમેવ દીક્ષા લઇ લીધી, બરાબર જ છે અને તેમા કાઇ ફેરફાર થઇ શકે તેમ નથી આ સિવાય આપશ્રીની બીજી કોઇ પણ પ્રકારની આજ્ઞા હોય તો ફરમા ૮ "

તે જ દિવસે બપોરના મુનિશ્રી સમથમલજી મહારાજ સાહેબે શ્રી વિનોદકુમાર મુનિને પોતાની પાસે બોલાવ્યા અને સમજાવ્યા કે ' તમે એક સારા ખાનદાન કુટુબના વ્યક્તિ છો. તમારી આ દીક્ષા અગીકાર કરવાની રીત બરાબર નથી, કારણ કે તમારા માતા પિતાને આ હકીકતથી દુઃખ થાય અને તેથી મારી સમતિ છે કે રજોહરણની ડાંડી ઉપરથી કપડુ કાઢી નાખો જેથી તમો શ્રાવક ગણાવ અને જરૂર પડે તો શ્રાવકોનો સાથ લઈ શકો, એ ૧ ત્રણવાર પૂ મહારાજશ્રીએ સમજાવેલા પરન્તુ તેમણે ત્રણેય વખત એકજ ઉત્તર આપેલો કે ' જે થયુ તે થયુ હવે મારે આ ગળ શુ કરવું તે ફરમાવો. "

શ્રી વિનોદમુનિના શ્રી સમથમલજી જેવા મહામુનિના પ્રશ્નના જવાબ પછી મીચનનો ચતુર્વિધ સઘ વિચારમા પડી ગયો અને મુનિશ્રીઓ પર સસારીઓનો કોઈપણ પ્રકારનો નિષ્કારણ હુમલો ન આવે ત માટે શ્રી વિનાદમુનિને જણાવવામા આવ્યુ કે " અમારી સલામતી માટે તમારે જાહેર નિવેદન બહાર પાડ વાની જરૂર છ ત્યારે શ્રી વિનોદમુનિએ પોતાના હસ્તાક્ષરે નિવે ન શ્રી સઘ સમક્ષ પ્રગટ કયુ તનો સાર નીચે મુજબ છે :-

મા ૧ માતા-પિતા મોહને વશ થઇને દીક્ષાની આજ્ઞા આપે તમ ન હતુ અ અમ ખમ જીવિય મા પમાયએ ને

આધારે એક ક્ષણુ પણ દીક્ષાથી વચિત રહી શકુ તેમ નથી, એમ મને લાગ્યુ શ્રી લાલચદજી મહારાજ સાહેબ–વગેરેએ મને મારી દીક્ષા માટે વિચારી પછી કરવાનુ કહેલ પરતુ મને સમય માત્રનો પ્રમાદ કરવો ઠીક ન લાગ્યો, તેથી શ્રી અરિહત ભગવતો તથા શ્રી સિદ્ધ ભગવતોની સાક્ષીએ મારા ગુરુ મહારાજ સમક્ષ પ્રવજ્યાનો પાઠ ભણીને, મારા આત્માના કલ્યાણ માટે દીક્ષા અગીકાર કરી છે સમાજને ખોટો ખ્યાલ ન આવે કે મારી દીક્ષા ક્ષણિક જુસ્સાથી અગર ગેરસમજથી થઇ છે તેથી તથા સમાજમા જૈન શાસનની પ્રભાવના થાય તે હેતુથી મારે મારો વૃતાત પ્રગટ કરવો ઉચિત છે

ઉત્તરાધ્યયનજી સૂત્રના ૧૯ મા અધ્યયન પરથી મને લાગ્યુ કે મનુષ્ય જીવનનુ ખરૂ કર્ત્તવ્ય મોક્ષફળ આપનારી દીક્ષા જ છે

છેવટ સુધી મે મારા બાપુજી પાસે દીક્ષા માટે આજ્ઞા માગી અને તે વખતે પણ પહેલાની જેમ વાત ઉડાવી દીધી અને અનત ઉપકારી એવા મારા બાપુજી સમક્ષ હુ તેમને કડક ભાષામા પણ કહી શકતો ન હતો અને બીજી બાજુથી મને થયુ કે આયુષ્ય અશાશ્વત છે અને આવા ઉત્તમ કાર્ય માટે મારે જરાપણ પ્રમાદ કરવો ઉચિત નથી, તેથી મે વિચારીને આ પગલુ ભર્યુ છે અને મને પૂર્ણ વિશ્વાસ છે કે, શ્રી વીરપ્રભુ મહાવીર સ્વામીનો સકળ સઘ મારા આ કાર્યને અનુમોદશે જ "તથાસ્તુ"

રાજકોટમા શ્રી વિનોદકુમારના ગયા પછી પાછળથી ખબર પડી કે વિનોદકુમાર કેમ દેખાતા નથી એટલે તપાસ થવા માડી ગામમા કયાય પત્તો ન લાગ્યો એટલે બહારગામ તારો કર્યા,

ક્યાયથી પણ સતોષકારક સમાચાર સાપ ચા નહીં. અર્થાત્ પત્તો મળ્યો જ નહીં આમ વિમાસણના પરિણામે પિતાશ્રીને બે મહિના પહેલાની એક વાતની યાદી આવી. તે એ હતી કે તે વખતે શ્રી વિનોદકુમારે આજ્ઞા માગેલી કે "બાપુજી! આપની આજ્ઞા હોય તો આ ચાતુર્માસ બીચન (રાજસ્થાન) જાઉં કારણ કે બીચનમા પૂ ગુરુમહારાજ શ્રી સમર્થમલજી મુનિ કે જેઓ સિદ્ધાંત વિશારદ છે અને અનેકાંતવાદના પૂરા જાણકાર છે તેઓ ત્યા બિરાજમાન છે કે જેઓથી પાસે શાસ્ત્રાભ્યાસ કરવા માટે પૂ શ્રી લાલચંદજી મહારાજ આદિ ઠાણા ૪ જવાના છે તો મારી ઇચ્છા પણ ત્યા તેમની પાસે જવાની છે

આ વાતચીતનું સ્મરણ પિતાશ્રીને આવવા સાથે તેઓએ ૫ પૂર્ણચંદ્રજી ડકને પોતાની પાસે બોલાવ્યા અને વિનોદકુમાર માટેની પોતાની ચિંતા વ્યક્ત કરી પંડિતજીનુ પણ આ વાતને સમર્થન મળ્યુ તેઓશ્રીએ જણાવ્યુ કે "થો। સમય પૂર્વે શ્રી વિનોદકુમારે મારી પાસે જાણવા માગ્યુ હતુ કે બીચનમા કેવા પ્રકારની સગવડ છે?" આમ મારી સાથે પણ વાર્તાલાપ થયા હતા. બન્નેનો આ પ્રમાણે એકમત થતા પિતાશ્રીએ બીચન તાર કરવા સૂચના કરી તા. ૨૬-૫-૫૭ ના રોજ પૃથ્વીરાજજી માલુ બીચન (રાજસ્થાન) ઉપર તાર કર્યો

તા. ૨૮-૫-૫૭ ના રોજ જવાબ આવ્યો કે શ્રી વિનોદભાઇએ બીચનમા સ્વયમેવ દીક્ષા ગ્રહણ કરી છે એટલે તમના પિતાશ્રીએ રાવબહાદુર શ્રી એમ. પી. સાહેબ શ્રી કેશવ લાલભાઈ પારેખ અને પંડિતજી પૂર્ણચંદ્રજી ડક એમ ત્રણેયને શ્રી વિનોદકુમારને પાછા તેડી લાવવા માટે બીચન મોકલ્યા.

તા ૨૮-૫-૫૭ ના રોજ રવાના થઇ તા ૩૦-૫-૫૭ ના રોજ સવારે ફલોદી સ્ટેશને પહોંચ્યા બેલગાડીમા તેઓ ખીચન ગયા કે જ્યા સ્થિવર મુનિશ્રી શીરેમલજી મહારાજ તથા પૂજ્ય પંડિત રત્ન શાસ્ત્ર વિશારદ શ્રી સમર્થમલજી મહારાજ આદિ ઠાણા ૮ તથા પૂજ્ય તપસ્વીજી મહારાજ શ્રી લાલચંદજી મહારાજ આદિ ઠાણા ૪ બિરાજતા હતા કુલ સાધુ સાધ્વીની સંખ્યા અઠ્ઠાવીસથી ત્રીસની હતી

પૂછપરછના જવાબમા શ્રી વિનોદમુનિએ કેશવલાલભાઈ પારેખને કહ્યુ કે "મે તો દીક્ષા અંગીકાર કરી લીધી છે, તેમા કાઇ ફેરફાર થાય તેમ નથી તમો અમારા વીરાણી કુટુંબના હિતૈષી છો અને જો સાચા હિતૈષી હો તો મારા પૂ બા અને બાપુજીને સમજાવીને મારી હવે પછીની મોટી દીક્ષાની આજ્ઞા અઠવાડીઆની અંદર અપાવી દ્યો એટલુ જ નહીં પણ "સવિ જીવ કરૂ શાસન રસી "ની ભાવનામા અને આજ દિવસ સુધીના મારી ઉપરના ઉપકારના બદલામા આગમને અનુલક્ષીને મારી ભાવના એ હોય જ અને છે કે, મારી દીક્ષા તેઓની દીક્ષાનુ નિમિત્ત બને અને મારા માતા-પિતા સદ્ગતિને સાધે અર્થાત્ મારી સાથે દીક્ષા લીએ

આવા દૃઢ જવાબના પરિણામે તે જ સમયે શ્રી વિનોદકુમારને પાછા લઇ જવાની ભાવનાને નિષ્ફળતા સાંપડી અને તા ૩૧-૫-૫૭ની રાત્રિના રવાના થઇ તા ૨-૬-૫૭ ના સવારે મહા પરીષહરૂપ ક્ષેત્રનો અનુભવ કરી અને શ્રી વિનોદકુમારના પિતાશ્રીને તમામ વાતથી વાકેફ કર્યા

થોડા વખતમા ફલોદીના શ્રી સંઘે પૂ શ્રી લાલચંદજી મહારાજને ફલોદીમા ચોમાસુ કરવાની વિનતી કરી તેનો અસ્વીકાર

ક્યાયથી પણ સંતોષકારક સમાચાર સાપડ્યા નહીં અર્થાત્ પત્તો મળ્યો જ નહીં આમ વિમાસણના પરિણામે પિતાશ્રીને બે મહિના પહેલાની એક વાતની યાદી આવી. તે એ હતી કે તે વખતે શ્રી વિનોદકુમારે આજ્ઞા માગેલી કે ' બાપુજી ! આપની આજ્ઞા હોય તો આ ચાતુર્માસ ખીચન ( રાજસ્થાન ) જાઉં કારણ કે ખીચનમા પૂ ગુરુમહારાજ શ્રી સમર્થમલજી મુનિ કે જેઓ સિદ્ધાંત વિશારદ છે અને અનેકાંતવાદના પૂરા જાણકાર છે તેઓ ત્યા બિરાજમાન છે કે જેઓશ્રી પાસે શાસ્ત્રાભ્યાસ કરવા માટે પૂ શ્રી લાલચંદજી મહારાજ આદિ ઠાણા ૪ જવાના છે તો મારી ઇચ્છા પણ ત્યા તેમની પાસે જવાની છે

આ વાતચીતનું સ્મરણ પિતાશ્રીને આવવા સાથે તેઓએ પં પૂર્ણચંદ્રજી દકને પોતાની પાસે બોલાવ્યા અને વિનોદકુમાર માટેની પોતાની ચિંતા વ્યક્ત કરી. પંડિતજીનું પણ આ વાતને સમર્થન મળ્યુ તેઓશ્રીએ જણાવ્યુ કે ' બે ૩ સમય પૂર્વે શ્રી વિનોદકુમારે મારી પાસે જાણવા માગ્યુ હતુ કે, ખીચનમા કેવા પ્રકારની સગવડ છે ? ' આમ મારી સાથે પણ વાર્તાલાપ થયો હતો. બન્નેનો આ પ્રમાણે એકમત થતાં પિતાશ્રીએ ખીચન તાર કરવા સૂચના કરી તા. ૨૬-૫-૫૭ ના રોજ પૂજ્યશ્રીજી સાહ્ય ખીચન ( રાજસ્થાન ) ઉપર તાર કર્યો

તા. ૨૮-૫-૫૭ ના રોજ જવાબ આવ્યો કે શ્રી વિનોદભાઈએ ખીચનમા સ્વયમેવ દીક્ષા ગ્રહણ કરી છે એટલે તેમના પિતાશ્રીએ રાવબહાદુર શ્રી એમ. પી. સાહેબ શ્રી કેશવ લાલભાઇ પારેખ અને પંડિતજી પૂર્ણચંદ્રજી દક એમ ત્રણેયને શ્રી વિનોદકુમારને પાછા તેડી લાવવા માટે ખીચન મોકલ્યા.

તા ૨૮–૫–૫૭ ના રોજ રવાના થઇ તા ૩૦–૫–૫૭ ના રોજ સવારે ફ્લોદી સ્ટેશને પહોચ્યા બેલગાડીમા તેઓ બીચન ગયા કે જ્યા સ્થિવર મુનિશ્રી શીરેમલજી મહારાજ તથા પૂજ્ય પડિત રત્ન શાસ્ત્ર વિશારદ શ્રી સમર્થમલજી મહારાજ આદિ ઠાણા ૮ તથા પૂજ્ય તપસ્વીજી મહારાજ શ્રી લાલચદજી મહારાજ આદિ ઠાણા ૪ બિરાજતા હતા કુલ સાધુ સાધ્વીની સખ્યા અઠ્ઠાવીસથી ત્રીસની હતી

પૂછપરછના જવાબમા શ્રી વિનોદમુનિએ કેશવલાલભાઈ પારેખને કહ્યુ કે "મે તો દીક્ષા અગીકાર કરી લીધી છે, તેમા કાઇ ફેરફાર થાય તેમ નથી તમો અમારા વીરાણી કુટુબના હિતૈષી છો અને જો સાચા હિતૈષી હો તો મારા પૂ બા અને બાપુજીને સમજાવીને મારી હવે પછીની મોટી દીક્ષાની આજ્ઞા અઠવાડીઆની અદર અપાવી દ્યો એટલુ જ નહીં પણ "સવિ જીવ કરૂ શાસન રસી"ની ભાવનામા અને આજ દિવસ સુધીના મારી ઉપરના ઉપકારના બદલામા આગમને અનુલક્ષીને મારી ભાવના એ હોય જ અને છે કે, મારી દીક્ષા તેઓની દીક્ષાનુ નિમિત્ત બને અને મારા માતા–પિતા સદ્ગતિને સાધે અર્થાત્ મારી સાથે દીક્ષા લીએ

આવા દૃઢ જવાબના પરિણામે તે જ સમયે શ્રી વિનોદકુમારને પાછા લઇ જવાની ભાવનાને નિષ્ફળતા સાપડી અને તા ૩૧–૫–૫૭ની રાત્રિના રવાના થઇ તા ૨–૬–૫૭ ના સવારે મહા પરીષહરૂપ ક્ષેત્રનો અનુભવ કરી અને શ્રી વિનોદકુમારના પિતાશ્રીને તમામ વાતથી વાકેફ કર્યા

થોડા વખતમા ફ્લોદીના શ્રી સઘે પૂ શ્રી લાલચદજી મહારાજને ફ્લોદીમા ચોમાસુ કરવાની વિનતી કરી તેનો અસ્વીકાર

થવાથી સંઘ ગમગીન બન્યો એટલે નિર્ણય ફેરવ્યો અને અષાડ શુદ ૧૩ ના રોજ ખીચનથી વિહાર કરી ફલોદી આવ્યા

દીક્ષા પછી અઢી મહિનાને આંતરે ફલોદી ચોમાસા દરમ્યાન શ્રી વિનોદમુનિને હાજતે જવાની સંજ્ઞા થઈ અને તે માટે જવા તૈયાર થયા એટલે તેમના ગુરુએ કહ્યુ કે બહુ ગરમી છે જરાવાર થોભી જાવ એટલે શ્રી વિનોદમુનિએ રજોહરણ વગેરેની પ્રતિલેખના કરી તે દરમ્યાન ન રોકી શકાય એવી હાજત લાગી તેથી ફરી આજ્ઞા માગતા જણાવ્યુ કે મને હાજત બહુ લાગી છે તેથી જાઉ છુ જલ્દી પાછો ફરીશ. કાળની ગહન ગતિને દુ:ખદ સૂચના રચવી હતી આજે જ હાજતે એકલા જવાનો બનાવ હતો હમેશા તો બધા સાધુઓ સાથે મળીને દિશાએ જતા.

હાજતથી મોકળા થઈ પાછા ફરતા હતા ત્યા રેલ્વે લાઈન ઉપર બે ગાયો આવી રહી હતી બીજી બાજુથી ટ્રેઈન પણ આવી રહી હતી તેની વ્હીસલ વાગતા છતા પણ ગાયો ખસતી ન હતી શ્રી વિનોદમુનિનું હૃદય થરથરી ઉઠ્યુ અને મહા અનુકપાએ મુનિના હૃદયમા સ્થાન લીધુ હાથમા રજોહરણ લઈ જાનના જોખમની પરવા કર્યા વગર ગાયોને બચાવવા ગયા, ગાયોને તો બચાવી જ લીધી પરંતુ આ ક્રિયામા છકાય જીવની દયાના સાધનભૂત રજોહરણ કે જે વિનોદમુનિને આત્માથી વધારે પ્યારો હતો તે રેલ્વે લાઈન ઉપર પડી ગયો અને શ્રી વિનોદમુનિએ તે પાછો સંપાદન કરવામા ૪ વાદને સિદ્ધ કરતા રાક્ષસી એ જીનને ઝપાટે આવ્યા અને પોતાનું બલિદાન આપ્યુ અરિહંત. અરિહંત એવા શબ્દો મુખથી નીકળ્યા અને શરીર તુટી પડયુ રક્ત પ્રવાહ છુટી પડ્યો અને થોડા જ વખતમા પ્રાણાંત થઈ

ગયો બધા લોકો કહેવા લાગ્યા કે ગૌરક્ષામા મુનિશ્રીએ પ્રાણુ આપ્યાં અતિમ સમયે મુનિશ્રીના ચહેરાપર ભવ્ય શાન્તિ જ દેખાતી હતી

હમેશા તેઓ જે તરફ હાજતે જતા હતા તે તરફ ફલોદીથી પોકરણુ તરફ જવાની રેલ્વે લાઇન હતી આ લાઇન ઉપર રેલ્વે સત્તાવાળાઓએ ફાટક મૂકેલ નથી અને ત્યા રસ્તો પણુ છે એટલે પશુઓની અવરજવર હોય જ છે અને વખતો વખત ત્યા ઢારો રેલ્વેની હડફેટે ચડી જવાના પ્રસગ બને છે

ફલોદી સઘે આ દુર્ઘટનાના ખબર રાજકોટ, ટેલીફોનથી આપ્યા જે વખતે ટેલીફોન આવ્યો, તે વખતે પિતાશ્રી બહાર ગયા હતા અને માતુશ્રી મણિબેન સામાયિક પ્રતિક્રમણુમા બેઠાં હતા માત્ર એક નોકર ઘરમા હતો કે જેણુ ટેલીફોન ઉઠાવ્યો પણ તે કાઇ ટેલીફોનમા હકીકત સમજી શકયો નહીં અને સાચા સમાચાર મોડા મળ્યા સ્પેશ્યલ પ્લેઇનથી ફલોદી પહોચે તે પહેલાં અગ્નિસસ્કાર થઇ ગયો સૂચનાનો ટેલીફોન અર્ધો કલાક મોડો પહોચ્યો જો સદેશો સમયસર પહોચ્યો હોત તો માતા-પિતાને શ્રી વિનોદમુનિના શબરૂપે પણુ ચહેરો જોવાનો અને અતિમ દર્શનનો પ્રસગ મળત, પરતુ અતરાય કર્મે તેમ બન્યુ નહીં

આથી પ્લેઇનનો પ્રોગ્રામ પડતો મૂકવામા આવ્યો અને માતા-પિતા તા ૧૪-૮-૫૭ના રોજ ટ્રેઇન મારફત ફલોદી પહોચ્યા શ્રી દુર્લભજીભાઇ અને મણિબેને પૂજ્ય તપસ્વી શ્રી લાલચદજી મહારાજ સાહેબના દર્શન કર્યા.

આ પ્રસંગે શ્રી લાલચંદજી મહારાજ સાહેબે અવસરને પિછાણીને અને ધૈર્યનું એકાએક એકય કરીને, શ્રી વિનોદમુનિના માતા પિતાના સાંત્વન અર્થે ઉપદેશ શરૂ કર્યો જેનો ટૂંકામાં સાર આ પ્રમાણે છે

હવે તો એ રત્ન ચાલ્યુ ગયુ ! સમાજનો આશા દીપક ઓલવાઇ ગયો ! ક્રૂર કર્મોને આશમી ગયો ! હવે એ દીપ ફરીથી આવી શકે તેમ નથી શ્રી વિનોદમુનિના સંસાર પક્ષના માતુશ્રી મણિબેનને મુનિશ્રીએ કહ્યું કે બેન ! ભાવિ પ્રબળ છે આ બાબતમા મહાપુરુષોએ પણ હાથ ધોઈ નાખ્યા છે અને સૌને મરણને શરણ થવું પડે છે તો પછી આપણા જેવા પામર પ્રાણીનું શું ગજુ છે ? હવે તો શોક દૂર કરીને આપણે એમના મૃત્યુનો આદર્શ લેઇને માત્ર ધીરજ ધરવાની રહી ”

પૂ શ્રી સમર્થમલજી મહારાજ સાહેબનો અભિપ્રાય.–

પ્રાથમિક તેમજ અલ્પકાળના પરિચયથી મને શ્રી વિનોદ મુનિના વિષે અનુભવ થયો કે તેમની ધર્મપ્રિયતા અને ધર્મા ભિલાષા અહિંમિજ પેમાણુગઞસ્સે નો પરિચય કરાવતી હતી. પ્રાય સામાજિક પ્રચાર વલણ તરફ તેમની રુચિ દૃષ્ટિગોચર થતી ન હતી પણ તેઓ વીતરાગવાણીના સત્સંગથી વિષયવિમુખ, ધર્મકાર્યમા સદા તત્પર અને તત્વજ્ઞાન રમાતા હતા ખાસ પરિ ચયના અભાવે પણ તેમની વૈરાગ્ય ધારાથી તેમની ધર્માનુરાગીતા તથા જીવનચર્યાથી કઠિન કામ કરવામા પણ ગભરાટના સ્થાને સુખાનુભવની વૃત્તિ લક્ષમા આવતી હતી.

હવે,

શ્રી વિનોદમુનિના જીવનના બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેનો ખુલાસો કરવામા આવે છે

પ્ર ૧ તેમણે આજ્ઞા વગર સ્વયમેવ દીક્ષા કેમ લીધી ?

ઉત્તર – પાચમા આરાના ભદ્રા શેઠાણીના પુત્ર એવતા (અતિમુક્ત) કુમારને તેની માતુશ્રીએ દીક્ષાની આજ્ઞા આપવાની તદ્દન ના પાડી એટલે તેણે સ્વયમેવ દીક્ષા લીધી ત્યારબાદ ભદ્રા શેઠાણીએ પોતાના કુમારને ગુરુને સોપી દીધા તે જ રાત્રે તેણે બારમી ભીખ્ખુની પડિમા અગીકાર કરી અને શિયાળણીના પરિષહથી કાળ કરી નલીન ગુલ્મ વિમાનમા ગયા તેવી જ રીતે શ્રી વિનોદકુમાર સ્વય દીક્ષિત થયા

પ્ર ૨ આવા વૈરાગી જીવને આવો ભયકર પરિષહ કેમ આવે ?

ઉત્તર – કેટલાક ચરમ શરીરી જીવને મરણાતિક ઉપસર્ગ આવેલ છે જુઓ ગજસુકુમાર મુનિ, મેતારજ મુનિ, કોશલ મુનિ, કારણ કે તેમની સત્તામા હજારો ભવના કર્મ હોવા જોઇએ, ત્યારે તેમને એકદમ મોક્ષ જવુ હતુ તો મરણાતિક ઉપર્સગ આવ્યા વગર એટલા બધા કર્મ કેવી રીતે ખપે ? બા બ્ર શ્રી વિનોદમુનિને આવો પરિષહ આવ્યો જે ઉપરથી એમ અનુમાન થાય છે કે તે એક અવતારી જીવ હોય.

શ્રી વિનોદમુનિનુ વિસ્તૃત જીવનચરિત્ર જુદા પુસ્તકથી ગુજરાતી ભાષા તથા હિન્દી ભાષામા છપાએલ છે તેમાથી અહી સાર રૂપે સક્ષેપ કરેલ છે



હવે,

શ્રી વિનોદમુનિના જીવનના બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેનો ખુલાસો કરવામા આવે છે

પ્ર ૧ તેમણે આજ્ઞા વગર સ્વયમેવ દીક્ષા કેમ લીધી ?

ઉત્તરઃ– પાચમા આરાના ભદ્રા શેઠાણીના પુત્ર એવંતા (અતિમુક્ત) કુમારને તેની માતુશ્રીએ દીક્ષાની આજ્ઞા આપવાની તદ્દન ના પાડી એટલે તેણે સ્વયમેવ દીક્ષા લીધી ત્યારબાદ ભદ્રા શેઠાણીએ પોતાના કુમારને ગુરુને સોપી દીધા તે જ રાત્રે તેણે બારમી ભીખ્ખુની પડિમા અગીકાર કરી અને શિયાળણીના પરિષહથી કાળ કરી નલીન ગુલ્મ વિમાનમા ગયા તેવી જ રીતે શ્રી વિનોદકુમાર સ્વય દીક્ષિત થયા

પ્ર ૨ આવા વૈરાગી જીવને આવો ભયકર પરિષહ કેમ આવે ?

ઉત્તર – કેટલાક ચરમ શરીરી જીવને મરણાંતિક ઉપસર્ગ આવેલ છે જુઓ ગજસુકુમાર મુનિ, મેતારજ મુનિ, કોશલ મુનિ, કારણ કે તેમની સત્તામા હજારો ભવના કર્મ હોવા જોઇએ, ત્યારે તેમને એકદમ મોક્ષ જવુ હતુ. તો મરણાતિક ઉપર્સગ આવ્યા વગર એટલા બધા કર્મ કેવી રીતે ખપે ? બા બ્ર શ્રી વિનોદમુનિને આવો પરિષહ આવ્યો જે ઉપરથી એમ અનુમાન થાય છે કે તે એક અવતારી જીવ હોય.

શ્રી વિનોદમુનિનુ વિસ્તૃત જીવનચરિત્ર જુદા પુસ્તકથી ગુજરાતી ભાષા તથા હિન્દી ભાષામા છપાએલ છે. તેમાથી અહીં સાર રૂપે સક્ષેપ કરેલ છે



## आदर्श बताकर चले गये तुम



ओह विनोद मुनि आये आये चले गये तुम ॥
प्रेम-भार से पले हुए थे,
सुख वैभव में ढले हुए थे।
फूल गुलाबी खिले हुए थे,
ओह नव दीक्षित हँसा रुला कर चले गये तुम ॥
शीघ्र प्राप्त कर सूत्र सार तुम,
मोह माया का तोड़ तार तुम,
स्वयं दीक्षा मोक्षाम धार तुम,
ओह त्यागी वीर सौरभ फैला कर चले गये तुम ॥
कैसा था वैराग्य तुम्हारा,
कैसा था चरित्र तुम्हारा,

## आदर्श बताकर चले गये तुम

ओह विनोद मुनि आये आये चले गये तुम ॥

प्रेम-धार से पले हुए थे,
सुख वैभव में ढले हुए थे।
फूल गुलाबी खिले हुए थे,
ओह नव दीक्षित ईमा रूला कर चले गये तुम ॥

शीघ्र प्राप्त कर सूत्र सार तुम,
मोह माया का तोड़ तार तुम,
स्वयं दीक्षा मोल्लास धार तुम,
ओह त्यागी वीर सौर फैला कर चले गये तुम ॥

कैसा था वैराग्य तुम्हारा,
कैसा था चरित्र तुम्हारा,
कैसा था सौभाग्य तुम्हारा,
ओह आदर्श मुनि आदर्श बताकर चले गये तुम ॥

"असंख्यं जीविय मा पमायए"



श्री विनोदकुमार वीराणी.

(दीक्षा लीधा पहेलां शास्त्राभ्यास करता)

जन्म : पोर्ट सुदान सा. १९९२

| दीक्षा | निर्वाण |
|---|---|
| खीचन–(राजस्थान) | फलोदी–(राजस्थान) |
| सा २०१३ वैशाख वद १२ | सा २०१३ श्रावण शुद १२ |
| ता २६–५–५७ रविवार | ता ७–८–५७ बुधवार |

મહાનુભાવો,

નીચેના ધર્મકરણી કરવામાં ઉપયોગી ધાર્મિક પુસ્તકો અને ઉપકરણો પડતર કિંમત કરતા અર્ધી કિંમતે આપવામાં આવે છે તો જેઓને જરૂરત હોય તેમણે નીચે બતાવેલ સ્થળેથી મેળવી લેવા અગર પોસ્ટથી મગાવી લેવા

( પોસ્ટેજ ખર્ચ અલગ થશે. )

| વિગત | પડતર કિંમત | અર્ધી કિંમત |
|---|---|---|
| શ્રી જૈનતત્ત્વપ્રકાશ | ૬-૦-૦ | ૩-૦-૦ |
| સમ્યગ્દર્શન અને અધ્યાત્મ જ્ઞાન | ૪-૦-૦ | ૨-૦-૦ |
| મહામંત્ર આરાધના, શ્રુતજ્ઞાન પ્રશ્નોત્તરી અને તત્ત્વ સંગ્રહ | ૪-૦-૦ | ૨-૦-૦ |
| શ્રી ધર્મધ્યાન અને સજ્ઝાયમાળા | ૩-૮-૦ | ૧-૧૨-૦ |
| શ્રી દંડકાવબોધ ગ્રંથ | ૩-૦-૦ | ૧-૮-૦ |
| શ્રી જૈનજ્ઞાનસાગર | ૩-૦-૦ | ૧-૮-૦ |
| શ્રી બૃહદ્ જૈન થોક સંગ્રહ | ૩-૦-૦ | ૧-૮-૦ |
| અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર ( દ્વિતીયઆવૃત્તિ ) ગુજરાતી | ૨-૮-૦ | ૧-૪-૦ |
| અતિમુક્ત બા. બ્ર. શ્રી વિનોદમુનિનું જીવન ચરિત્ર હિન્દી પ્રથમ સંસ્કરણ | ૨-૮-૦ | ૧-૪-૦ |
| શ્રી સિદ્ધિનાં સોપાન | ૧-૮-૦ | ૦-૧૨-૦ |
| શ્રી નવતત્ત્વ અને જીવ વિચાર | ૦-૮-૦ | ૦-૪-૦ |
| ભાવનાશતક તથા કર્મ અને આત્માનો સંયોગ | ૦-૮-૦ | ૦-૪-૦ |
| શ્રી પ્રતિક્રમણ સૂત્ર | ૦-૬-૦ | ૦-૩-૦ |
| શ્રી સામાયિક સૂત્ર | ૦-૧-૬ | ૦-૦-૯ |
| ગુચ્છા ઉનના | ૩-૪-૦ | ૧-૧૦-૦ |
| કટાસણું ઉનનું | ૨-૮-૦ | ૧-૪-૦ |
| માળા (નવકારવાળી) સુખડની | ૧-૦-૦ | ૦-૮-૦ |
| પુસ્તકો મુકવા માટે લાકડાના સાપડા | ૧-૦-૦ | ૦-૮-૦ |

સ્થળ :
દિવાનપરા શેરી નં. ૬
રાજકોટ

શ્રી શામજી વેલજી વીરાણી અને
શ્રી કડવીબાઇ વીરાણી સ્મારક ટ્રસ્ટ

સ્વર્ગસ્થોની તિથિઓ,

પૂ. પિતાશ્રી,

**શ્રી ગામજી વેલજી વીરાણી**

[ સા. ૨૦૦૨ મહા વદ ૧ તા. ૨૮-૨-૪૬ ]



પૂ. માતુશ્રી,

**શ્રી કડવીબાઈ વીરાણી**

[ સા. ૨૦૧ ભાદરવા શુદ ૧૪ તા. ૧૧-૯-૫૪ ]



**બા. બ્ર. વિનોદમુનિશ્રી,**

[ સા. ૨૦૧૩ શ્રાવણ શુદ ૧૨ તા. ૭-૮-૫૭ ]



ઉપરાંત તિથિઓએ

કુટુંબીજનો તથા સ્નેહીઓ

પોતાના આત્માની શાંતિને માટે ભવ્યાત્માઓના જીવનમાંથી અનુકરણીય વ્રત નિયમ [illegible] જેવાં કે સામાયિક પ્રતિક્રમણ, સંવર, [illegible] ઉપવાસ, એકાસણું, આયંબિલ, [illegible] આદિ તપ પોતાના ભાવ પ્રમાણે કરી તેઓની

**વાસ્તવિક જીવન-સ્મૃતિ પોતાના જીવનમાં ઉતારે**

એવી નમ્ર વિનંતી.

"આપણી જાગૃતિ એજ એમની સ્મૃતિ બને"

આત્મબંધુ










# સ્મરણાંજલિ

"असखयं जीविय मा पमायए"

પોતાના હૃદયની ચિરંતન પ્રકાશતી
ધર્મ જ્ઞાન જ્યોતે
અમારા જીવનમાં પણ ધર્મના તેજ પાથરનાર
સ્વ. પૂ. પિતાશ્રી

**શામજી વેલજી વીરાણી**

તેમજ
સ્વ. પૂ. માતુશ્રી

**કડવીબાઈ વીરાણી**

અને
જન્મથીજ ધર્મના રંગે રંગાયેલા
સ્વ. બા. બ્ર. **વિનોદમુનિશ્રી**ને

## સિદ્ધિનાં સોપાન
ગ્રંથ
સમર્પણ

લિ. દુલભજી શામજી વીરાણી-
ના વંદન



# શ્રી તીર્થંકર વાણીમાહાત્મ્ય

## પૂજ્યશ્રી ડુંગરશીજી સ્વામી ગોંડલ સંપ્રદાયના
## પંડિત રત્ન બા. બ્ર. મુનિશ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબ
## વ્યાખ્યાનના પ્રારંભમાં પ્રકાશતાં તે કાવ્ય

### સ્રગ્ધરા વૃત્ત

*

જે શ્રી તીર્થંકરોના, અનુપમ અતિશયે નીકળી કંઠદ્વારા.
સૌમ્યા સંપૂર્ણસત્યા, વદન વિવરની, પુષ્કરાવર્તધારા,
શોભે સ્યાદ્‌વાદરૂપે, મધુર મૃદુ અતિ, ભવ્યને તારનારી,
એવી વાણી જિનોની, પરમહિતકારી, વિશ્વ આહ્‌લાદકારી ૧

આર્ત્તે દુ:ખાર્ત આરે, વિષમ સમયમા એક આધાર તારો,
બાકી કલ્પિત ભાખે, નિજમતિ વચને, એજ રસ્તો નઠારો,
તારી સુધાત વાણી. સકલ ભય હરે, એ જ મૂર્ખો ઉત્થાપે,
તારી આજ્ઞા અમોને, અતુલ સુખ કરે સઘ સંસાર કાપે ૨

"आचार्य देवो भवः"

મારા પરમ ઉપકારી ધર્મહેતુભૂત
પરમ પૂજ્ય શાસન ભૂષણ
મહારાજશ્રી ૧૦૦૮ બાલબ્રહ્મચારી પંડિતરત્ન,
મહા પ્રભાવશાળી પ્રખર તત્વજ્ઞાની ઓજસ્વી
મહાન આત્મા,

# મુનિશ્રી પ્રાણલાલજી સ્વામીને

મારા અંતઃકરણના શુદ્ધ ભાવથી
કોટિ કોટિ વંદન હોજો.

ॐ शान्ति ! शान्ति !! शान्ति !!!

ગુણાનુરાગી,
દુર્લભજી શામજી વીરાણી

॥ ॐ મૈયા ॥

# 'સિદ્ધિનાં સોપાન'

**અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?**
**ક્યારે થઇશુ બાહ્યાંતર નિર્ગ્રંથ જો;**
**સર્વ સબધનુ બધન તીક્ષ્ણ છેદીને,**
**વિચરશુ કવ મહાપુરુષને પથ જો અપૂર્વ (૧)**

**અર્થ** – પૂર્વે કદી અનુભવ્યો નથી, એવો અવસર ક્યારે આવશે? ભીતરની અને બહારની ગાઠ છૂટી જઈ સ્વતત્રતા ક્યારે સાપડશે? બધાય સબધોમા રહેલુ તીક્ષ્ણબધન છેદીને મહાપુરુષોની વિહારવાટિકામા વિહાર ક્યારે થશે?

**વિવેચન :**– આવુ ક્યારે મળે? આમ ક્યારે બને? એવુ થાય તો કેવુ સારૂ! એમ તો જીવ માત્ર પોતાની ઇચ્છાને ફાવતી સામગ્રી જુએ કે તરત ઇચ્છે જ છે, પણ વૈરાગ્યવાસિત હૃદયનો આતર પોકાર એથી જુદુ જ યાચે છે એને જગતની કોઇ વસ્તુની પ્રાપ્તિ રીઝવી શકતી નથી તેથી જ તો એ કહે છે કે, એવુ તો ઓછા વધતા અશે મે બધુય વેદ્યુ છે ભોગવ્યુ છે અનુભવ્યુ છે કકડતી ભૂખ લાગી હોય ત્યારે છાસ રોટલામા અને દૂધપાક પુરીમા શો ફેર છે? એકવીઘાની જમીનના માલિકીપણામા અને ચક્રવર્તીની સર્વતોવ્યાપી એકછત્રતાના માલિકીપણામા શો ફેર છે? મારે તો જે નથી અનુભવ્યુ તે અપૂર્વ

અવસર આપ્યો છે! પણ એ અવસર માટે તારે શું જોઈએ! એમ કહેનાર પ્રભુને એ જિજ્ઞાસુ આત્મા કહે છે કે, મારે નિર્ગ્રંથ થવું છે નિર્ગ્રંથ એટલે કે ગાંઠ વગરના થવું છે બહારની ગાંઠ છૂટયા વિના અંતરની ગાંઠ કેને છૂટે ?

પરિગ્રહોથી પ્રતિબંધ થાય, બંધાય આરંભથી કર્મગ્રંથી
છે મોહતૃષ્ણા બીજવૃક્ષકાય ફળે કષાયો ભવચક્ર જેથી

આ બહારના પરિગ્રહથી છોડાવ મારા નાથ! 'આ મારું આ મારું' કહીને ફસાઈ રહ્યો છું એ મમતાથી છોડાવી તારે શરણે લઈ લે પણ "નિર્ગ્રંથ થઈને તારે કરવું છે શું!" એના ઉત્તરમાં એ કહે છે – જે "સંબંધ" અર્થાત્ સુંદર પ્રકારના ઉત્કર્ષ માટે જે બંધાયા હતા તે સંબંધો" જ આજે એ ગાંઠને પ્રતાપે બંધનરૂપ થયા છે કારણ કે એ ગાંઠે સંબંધ માત્રમાં ગાંઠો ઊભી કરી છે જો વિકારની ગાંઠ ન હોત; તો પત્નીનો સંબંધ કેવો ઉત્કર્ષ સાધક નીવડત! જો સ્વાર્થની ગાંઠ ન હોત તો માબાપનો પુણ્ય સંબંધ કેવો આત્મસાધક નીવડત! પરંતુ એ ગાંઠે જ સહાયક પાત્રોને જ રોધક બનાવી દીધા. તારા ભજનમાં લીન થઉં છું કે આ ... આવીને આડી ઊભી રહે ... આ ... ... નથી હતી! આ ... વધવા જ નથી દેતી!

તોડયો કે મોટો વાડો ઉભો જ છે અરર. પ્રભુ! આ વેદના અસહ્ય છે! "પણ ગાઠ છોડીને જવુ છે કયા ?"

"ઘણાય સાધકો બહારની ગાઠ છોડીને, અતરની ગાઠ છોડવા પ્રયત્નશીલ થાય છે. પણ સ્વછદનો મહારાક્ષસ સામે મોં ફાડી બેઠો હોય છે સ્વતત્રતા મેળવતા મેળવતા વૃત્તિની ગુલામી સ્વીકારી બેસે છે તારે કયા જવું છે?"

## "વિચરશુ કવ મહાપુરુષને પથ જો"

મારા નાથ! તને જેણે ઓળખ્યો છે, એવા મહાપુરુષને પથે–એને શરણે–ઓ વીતરાગ! તારી આજ્ઞાને અમૃત અ કે! ઓ શીતળતાના સિંધુ! તારી મધુર લહેરીઓમા ઝીલી સતપ્ત હૃદયને શાત કરવા!

વારુ તારામા આટલી બધી અર્પણતા સહસા કેમ જાગી? હજુ આ ક્ષણ પૂર્વે તો તારા બધા ઇંદ્રિયાદિકરણો પૌદ્ગલિક+ નૃત્યમા નાચતા હતા! આવી ઉચ્ચ ઊર્મિ શાથી સ્ફુરી ?

ઓ બાળક! તે એ પથ વિષે કલ્પના કરી છે? હા, પ્રભુ!

**સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી,**
**માત્ર દેહ તે સંયમહેતુ હોય જો;**
**અન્ય કારણે અન્ય કશું કલ્પે નહિ,**
**દેહે પણ કિંચિત મૂર્છા નવ જોય જો અપૂર્વ (૨)**

**અર્થ** – હસ્તી ધરાવતા પદાર્થ માત્ર પ્રત્યે ઉદાસીન ભાવ જાગે અને આ દેહ સુદ્ધા સયમના સાધનરૂપ બની રહે કે

+ (પ્રકૃતિ)–સાસારિક

જેથી સંયમ–આત્મોત્કર્ષના–કારણ સિવાય અન્ય કોઇ પણ કારણે કદીયે ઇચ્છા ન થાય અને ક્રમે ક્રમે દેહ વિષે અશેષ રહેલી આસક્તિ પણ ટળી જાય ! એવો અપૂર્વ અવસર ક્યારે આવશે....!

વિવેચનઃ— આંતર અને બાહ્ય નિર્ગ્રંથતાનું પરિણામ કાવમી અનાસક્તિ છે અને એ સાધનાનું બીજ વૈરાગ્ય છે, માટે જ કહે છે —

"સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી"

વૃત્તિની ઉદાસીનતા એટલે વૃત્તિનું ઉધ્વમુખીવલણ. અધોમુખી વલણને લીધે જ તે (વૃત્તિ) પદાર્થોને ચૂંથવા પ્રેરાય છે પણ ઉર્ધ્વમુખી વલણ થયા પછી ક્ષુદ્ર કુટેવો સ્વયં છૂટી જાય છે દા. ત. શ્વાન હાડકાંને ચાટશે, હંસ ભૂખ્યો હોવા છતાં સામુંય નહિ જુએ ! કારણ કે એણે એથી ઊંચા પ્રકારનો રસ ચાખ્યો છે એટલે એની વૃત્તિ એમાં નહિ જાય ! પણ વૃત્તિનું એ ઉધ્વમુખી વલણ જગતમાં વિદ્યમાન સજીવ અને નિર્જીવ દૂરની કે નિકટની વસ્તુ માત્રના સવ ભાવો પર રહેવું જોઇએ અન્યથા સાચી નિર્ગ્રંથતા નહિ સધાય–બંધનથી સ્વતંત્ર નહિ થવાય ! દા. ત. એક મનુષ્યને કોઈપણ પ્રકારના મોહક શબ્દોના સૂરીલા સંગીતનું પ્રલોભન ખેંચી શકતું નથી, એના કાનને સાદું પણ ભગવદ્ ભજન જ આકર્ષી શકે છે–પણ, રૂપ જોતાં જ એની વૃત્તિ–નીચેનું વલણ ધારણ કરવા મંડી જાય છે તો એ સવ ભાવનું ઉદાસીનપણું ન થયું ગણાય. વિષયમાત્ર–પછી એ ગમે તે ઇંદ્રિયસંબંધી હોય પણ એ સર્વ–પરના વ્યભિચારણથી વૃત્તિ વિરમીને પદાર્થના મૂળ આત્મા તરફ વળે ત્યારે જ અનું સવભાવથી ઔદાસીન્ય સિદ્ધ થયું ગણાય.. !

એવી ઉદાસીનતા સિદ્ધ થયે શી દશા થાય! એના ઉત્તરમા કહે છે—

**"માત્ર દેહ તે સયમહેતુ હોય જો;"**

પછી દેહ પોતે સયમમૂર્તિ બની રહે! અર્થાત્ કે

**"અન્ય કારણે અન્ય કશુ કલ્પે નહિ,"**

એવી એની દશા થાય! હોજરી માગે ત્યારે પદાર્થ જરૂર લેવાય પણ જીભ માગે તે અને ત્યારે નહિ! આમ થવાથી વિષયપૂર્તિ માટે ખોરાક નહિ, પણ દેહને જીવન શકિત પૂરી પાડી ટકાવવા માટે ઔષધરૂપ ખોરાક બની રહે! આમ થવાથી આરભ સહેજે ઓછા થાય જ ઓછા પદાર્થોની જરૂરિયાત સારી રીતે પૂરી પડે એટલે પરિગ્રહ પણ ઘટે જ જે રીતે ખોરાકના પદાર્થોમા તે જ રીતે વપરાશમા આવતાય પદાર્થોમા મર્યાદા આવતી જાય સારાશ કે સયમમૂર્તિ દેહધારીને અદરથી જરૂરિયાતનો એક પ્રશ્ન ઊઠયો કે તુરત તે ફરીથી પૂછશે કે તે આત્મોત્કર્ષ માટે કેટલો ઉપયોગી છે? સયમ-મૂર્તિ દેહ વડે જ આત્મોત્કર્ષ સધાતો હોઈ એ દેહને ટકાવવા માટે કે તાજો રાખવા માટે એની અનિવાર્યપણે કેટલી જરૂરિયાત છે? જો તેનો પ્રત્યુત્તર એને પોલો મળશે, તો તે કદી વૃત્તિને વિવશ થઇ એવી ક્રિયા નહિ કરે! એવા વૈરાગ્યમય અભ્યાસથી એની મૂર્છા ઘટતી જશે તે કયા સુધી?

**"દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો"**

પછી તો એને પોતાના દેહમા પણ મૂર્છા ટળી જશે, તો સ્રી, પુત્ર કે શિષ્યાદિમા તો હોય જ શાની ?

આ છેલ્લું ચરણ તલસ્પર્શી છે, વાત એમ છે કે—

'शरीरमाद्य खलु धर्मसाधनम्' એમ મા ચા પછી સયમીને પણ એવો ભ્રમ થઇ જાય છે કે 'આને સારૂ અને ટકાઉ કરવા આમ કરુ-તેમ કરુ " શરીરને સ્વસ્થ રાખવાનો સયમના પ્રયત્ન કરવો એ એક વસ્તુ છે અને શરીરને જ સ્વસ્થ રાખવાની ચિંતા સતતસેવ્યા કરવી એ જુદી વસ્તુ છે પહેલામા સ્હો તોવા-પડો તોવા એની જરાય ફિકર ન હોવા છતા એના પ્રત્યેના જરાય બેદરકારી નથી, પણ ઉલટી જરૂરિયાત પૂરતી જાગૃતિ છે બીજામા આ શરીર પડી જશે બીજુ ક્યા ન મળવાનુ હોય ? એવી અશ્રદ્ધાળુ ચિંતા છે અને તેથી જ હદ બહારનાં દેખરેખ રાખવાથી સુખશીલિયાપણુ આવી જાય છે અને એ પોષવા જતા સયમના મૂળ એ જમા જ ઘા પડે છે મનની બીમારી વધે છે અને સાધના ખંડિત થાય છે વળી વૃત્તિમા હિંસા આવી એટલે આરભ અને પરિગ્રહ એક યા બીજી રીતે ઘર કરી બેસવાના

જે મનુષ્ય મનનો અત્યત અસ્વસ્થ બને, એના શરીરની સ્વસ્થતા ટકવી અસભવિત જ છે એટલે આ રીતે પરિણામ છેક જ ઉલટુ આવે છે માટે જ આ કથન ચેતવે છે કે "દેહ પણ કિંચિત મૂર્છા નવ જોય જો "

સાધક જ્યારે નિર્મમ થવાની સાધના કરતો હોય, ત્યારે બીજા બહારના સબધી જનોના કે પદાર્થોના વળગણુ ઓછી થાય છે પરંતુ પછીથી દેહના વળગણુ ઘટાડવાનો પ્રબળપુરુષાર્થ કરવાનો રહે છે કારણ કે દૂરના બધન કરતા પાસેનું બધન હમેશા જટિલ હોય છે દેહના મૂર્છા ટળશે તો શરીરમા કાર્ય

કરી રહેલા અતરગ કરણો જેવા કે પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, એ પણ ટળશે જ કારણ કે આત્માના વૈભાવિક × अ રસથી જ એ બધા જન્મ્યા છે, ને નભ્યા છે આ રીતે જીવનની પરાકાષ્ઠા રૂપ આત્મસિદ્ધિ માટે અમૂર્ચ્છ દશાની મારી આ કલ્પના છે

**"હે પ્રભુ!" "અપૂર્વ અવસર એવો ક્યારે આવશે"**

પ્રભુ—"પણ એ ભૂમિકામા જવાના ક્રમિક સાધનો કયા છે, એ સિદ્ધિનુ સ્વરૂપ કેવુ છે? તુ જાણે છે ?"

સાધક–"પ્રભુ ! મારુ શુ ગજુ ? હુ તો કલ્પના જ કરી શકુ એવી મારી આજની દશા છે, પણ આપની અપાર દયા વડે મે જે આપની પરમ વિભૂતિ રૂપ વીતરાગ પુરુષોના વચનોનુ શરણુ લીધુ છે તેમા એ મોક્ષ રૂપી સીડીના સોપાનો સુદર રીતે બતાવ્યા છે મને એ વિષે ખૂબ શ્રદ્ધા છે તેથી જ મે એમને માત્ર વાચ્યા જ નથી! પણ મારા હાડોહાડની મિજા એમના વડે રગાઈ ગઇ છે" × ब

પ્રભુ–"વાહ શિશુ, વાહ ! ત્યારે તો તારી ભાવના અને કલ્પના બન્નેયનો સુમેળ છે, જે ભાવનાના રગથી આત્મા રગાયો હોય, તે ભાવના સમય પાકતા ફળે જ છે

વારુ, હવે બોલ બોલ ! તુ શું કહે છે?

શિશુ—"અહો, નાથ ! વિશ્વભાસ્કર ! આપની પાસે હુ શું કહુ ? વળી આપ જો હૃદયને જ પરખી રહ્યા છો, તો વાણીથી

---

× अ અસ્વાભાવિક

× ब મારી રગેરગ એ ભાવે રગાઇ ગઇ છે

શા માટે ઉચ્ચારું ? અને પ્રભુ, આપના પદાધિકારી પુરુષો પણ જે પદનો મૂગો ઉપદેશ કહી ગયા છે, તે પદ શું સાંગોપાંગ વાણી ગમ્ય છે ? છતા આપના પ્રકાશની છાયા છે, તેથી જ જાણે મારી વાણીમા કઇ અદ્ભૂત પ્રેરણા થતી હોય એવું મને વેદન થઇ રહ્યું છે...

એટલુ કહેતાક સાધકની વાણીની સ્ફુરણા સ્વયં આગળ ચાલી–

× ૧ દર્શનમોહ વ્યતીત થઇ ઉપજ્યો બોધ જે
દેહ ભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો,,
એથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
વર્તે એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાન જો.અપૂર્વ (૩)

ભાવાર્થ – ચેતન દેહથી તદ્દન નિરાળો છે એનું ચૈતન્ય, સચેતન શરીરમા વ્યાપ્ત છતાય એ ચૈતન્ય શક્તિ પોતાના સ્વ ધર્મ મા અવળ રૂપે સ્થિર છે પૌદ્ગલિકધર્મ–પરધર્મ–મા એ ભળી નથી ગઇ આવા યથાર્થ જ્ઞાનનો અનુભવ; દર્શન મોહને વટાવી ગયા પછી સહેજે થઈ જાય ! અને એથી ક્રમે ક્રમે ચારિત્રમોહના જટિલ આવરણો દૂર થતા પ્રગટ જ્યાઇને–નિજના શુદ્ધ સ્વરૂપમા જ મનનું વલણ સ્વાભાવિક વર્ત્યા કરે ! હે પ્રભુ એવો અપૂર્વ અવસર ક્યારે આવશે ?

---

× (૧) મોહનીય કર્મના દર્શનમોહનીય અને ચારિત્ર મોહનીય એવા બે મુખ્ય ભેદ છે દર્શનમોહનીયના ત્રણ પ્રકાર (૧) સમ્યક્ત્વ મોહનીય (૨) મિથ્યાત્વ મોહનીય અને (૩) સમ્યક્ મિથ્યાત્વ મોહનીય.

**વિવેચન**—"અહો ! નિર્લેપતામા કેવુ અનુપમ સુખ વિલસી રહ્યુ છે ! વાહ, કેવી મધુરી ક્ષણ ! પણ આ મોહનો મહાસાગર વટાવ્યા વિના એ ગાઢ આનદ કાયમ શ્યે મળે ?

એવી મથન દશામા સાધક પ્રભુ ચરણે પ્રાર્થે છે "આ દર્શનમોહ વ્યતીત થઇ જાય તો કેવુ સારૂ ? "**દૃષ્ટિ તેવી સૃષ્ટિ**" તે યથાર્થ જ છે દૃષ્ટિ પરિવર્તન વિના હૃદય પરિવર્તન અસુલભ જ નહિ, બલ્કે અશકય છે સદોષ દૃષ્ટિનુ નિર્દોષ જીવન, આકાશકુસુમવત્ અસભાવ્ય જ છે જે વસ્તુને જીવનમા ઉતારવી હોય તે વસ્તુ વિષેની દૃષ્ટિને સૌથી પ્રથમ પરિશુદ્ધ કરી લેવી જોઇએ ! દૃષ્ટિ રૂપી સરાણુને બે બાજુ છે —(૧) વિચાર અને (૨) વિવેક વિચાર, એટલે પદાર્થની ચોમેર ફરી વળી, ઊડુ ઉતરવુ અને વિવેક એટલે એમા રહેલા (વર્તમાન,) સત્ય સ્વરૂપને તારવી લેવુ આ બેય જ્ઞાનની આખો છે વિચાર અને વિવેક વિનાનુ જ્ઞાન આધળુ રહે છે અને વિચાર તથા વિવેકની આખે તપાસી લીધા પછી ભાવના અને ધારણામા એનુ નકકર સ્થાન જામે જ છે, કે જે નિમિત્તો મળ્યે કિવા નિમિત્તોને મેળવી આચરણ ક્ષેત્રમા આવ્યા વિના રહી શકતુ નથી એમ થવાથી તજવાનુ સહેજે તજી શકાય છે, અને લેવાનુ સહેજે લઇ શકાય છે

પણ એ દૃષ્ટિમોહનુ ઉલ્લઘન માત્ર છીછરૂ ન ચાલે, માટે જ "વ્યતીત" વિશેષણ વપરાયુ છે સારાશ કે દર્શન મોહરૂપી મહાસાગર સાગોપાગ વટાવી જવો જોઇએ ! તો જ ચારિત્રમોહનો સ્વયભૂરમણ સિધુ તરી શકાય ।

ઘણીવાર એવુ બને છે કે "રાખના ઢગલામા અગ્નિ"ની જેમ વૃત્તિ ઉપશાન્ત બની જાય છે અને સાધકને ભૂલાવામા

નાખી દે છે, અમુક પ્રસંગોમાં નિર્વિકારી દેખાતું મન, દષ્ટિમોહ આવે છેક જ ટળ્યો હોય એવી બેદરકારીમાં સાધકને મૂકી દે છે અને પ્રબળ પ્રસંગ પડતાં જ પાછી એની એ અથવા એથીય હલકી દશામાં સાધકને મૂકી દે છે ત્યારે સહેજે પ્રશ્ન થાય છે કે, દષ્ટિ મોહનો મહાસાગર ખાબોચિયું ઉલ્લંઘાઈ ગયો છે કે કેમ ? એ તપાસવાનું માપકયંત્ર કયું ?

એ માટે કહે છે કે દષ્ટિમોહ ટળે ત્યારે કદી ન થયેલો એવો બોધ થાય-કદી ન અનુભવેલું અનુભવાય ! એ અનુભવ તે આ –

દેહ ભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો

મોહક પદાર્થ મૂંઝવે છે, શૃંગારિક ચિત્ર પણ ચુંબક જેમ ખેંચે છે. રસાળા સ્વાદુ ખાણાં પીણાં જોતાં જ જીભ લપસાવી દે છે. હળાહળ જૂઠી પણ પ્રશંસા સાંભળતાં જ વૃત્તિને ગલગલીઆ થાય છે. આ બધું થાય છે એનું કારણ એ પ્રકારની વસ્તુઓમાં અને પોતામાં કોઈ એક પ્રકારની સજાતીયતા રહેલી જ છે અને તેથી જ ખેંચાણ થાય છે. એ સજાતીયતા તે "દેહ એ જ ચૈતન્ય" એવા પ્રકારનું અજ્ઞાન. એથી જ બહારના સ્પર્શ, રસ, રૂપ શબ્દાદિના સુખનો અનુભવ થાય છે. દેહ જરાકે મ્લાન થાય કે આત્મા કરમાઈ જતો હોય, એવું ભાન થાય છે. જ્યાં લગી "આત્મા એ તો દેહાદિ * થકી છેક જ જુદો છે" એવું દીવા

* દેહભિન્ન ચૈતન્યનું જ્ઞાન એ સમકિત અને સંપૂર્ણ ચૈતન્યમય જ્ઞાન તે કેવળજ્ઞાન. એકમાં સાધનાનો મંગલ પ્રારંભ છે બીજામાં મંગલ સિદ્ધિની પરાકાષ્ઠા છે.

જેવું ન જણાય ત્યા લગી દૃઢ વૈરાગ્ય સભવે જ શાનો? અને પૌદ્ગલિક ખેચાણ મટે શાનુ ?

પણ દૃષ્ટિ જ્યા સુધી પુદ્ગલ ભાવથી તરબોળ છે, ત્યાં લગી સજાતીયતાના નિયમે સારા માઠા પુદ્ગલો એક યા બીજી રીતે રાગદ્વેષના કારણરૂપ બની જ રહેવાના એટલે દૃષ્ટિમા ચેતનનો ચૈતન્ય ભાવ જોવાની ગુપ્તશક્તિ જાગૃત ન થાય–અર્થાત્ બહારના પૃથ્વીપડલ ટળી અતરગ ચક્ષુ ન ખુલે–ત્યા સુધી "દેહથી ભિન્ન ચૈતન્ય છે" એવુ જ્ઞાનેય ન સ્ફુરે અને એવું જ્ઞાન ન સ્ફુરે ત્યા લગી દૃષ્ટિમા નિરતર અમી ઝરણાય ન વહે! આ રીતે દર્શન અને જ્ઞાનનો અવિનાભાવ × સબધ છે અને માટે જ 'દેહની ભિન્નથી' એટલે કે દેહથી ખૂબ ઊડે ઊડે નિગૂઢપણે ચૈતન્ય નૂર ઝળહળી રહ્યુ છે, એ દૃષ્ટિને દેખાડી એને ઉજળી બનાવવી રહી! "ખૂબ ઊડે ઊડે" એટલા માટે કે, દેહથી માડીને આત્માના દ્વાર સુધી પહોચતા તો વચ્ચે પ્રાણ, મન, ચિત્ત અને બુદ્ધિના ક્ષેત્રોની ઊડી નહેરો એટલી તો વમળમય અને પ્રલોભનોની ભયકરતાથી ભરપૂર છે કે તે સાકડી કેડીમાથી સાધનાની નૌકાને સહીસલામત ચૈતન્યના જ્ઞાનરૂપ કિનારા સુધી પહોચાડવી અત્યત દુષ્કર થઈ પડે છે

માટે જ, સાધક યાચે છે કે મારે તો "કેવળ ચૈતન્યનુ જ્ઞાન" જોઈએ! માત્ર દેહથી ભિન્ન તો બીજાંય (આત્માથી ઇતર) કરણો છે, માટે રખે મારી દૃષ્ટિ એમા મુઝાઈ જાય ..

પણ "કેવળ ચૈતન્ય"ના જ્ઞાનથી લાભ શો? તે હવે કહે છે –

× ટાળી ન શકાય એવો

"એથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકીએ"

તેથી અનંત જીવનના આનંદનિધિનો રસ ચાખવા જતા વચ્ચે આજે જે માર્ગને રોકી રહેલા છે તે કામ, ક્રોધાદિ શત્રુઓ ક્રમે ક્રમે પલાયન થવા માંડે (એમનું જોર ઓછું થઇ જાય)। વળી એ બળ માત્ર થોડા જ વખત ક્ષીણ દેખાઇને ફરી પાછું એવડો ઉછાળો મારી પાડી દે, એવું એ ક્ષીણપણું પણ કૃત્રિમ કે થો । વખતનું ન હોવું જોઇએ, પરંતુ ઘણું હોવું જોઇએ આ । કહેવા માટે ચારિત્રમોહની જોડે પ્રક્ષીણ" વિશેષણ આવ્યુ છે તેમજ આ બધી ઘટના માત્ર કાલ્પનિક ન બનો! આ બતાવવા વિલોકીએ" પદનો વપરાશ થયો છે ચારિત્રનું વિલોકન એટલે ચેતનનું ઊંડુ નિરીક્ષણ – તદ્રૂપ અપરોક્ષ અનુભવ.

ઘણી વખત તન્દ્રાવસ્થામા કે આંખની સચેત જાગૃતિમા વિવિધ પ્રકારનું અજીવ રૂ । ક રૂપો દેખાય છે, તેથી પણ સાધક આ માત્રાક્ષા । માની બેસી વૃત્તિથી ઠગાઇ જાય છે માટે જ કહ્યુ છે અ દેહ ભિન્ન આત્માનો સાક્ષાત્કાર" વ્યવહારુ બનવો તે અ' મ ર ાક્ષ–અનુભવ ક્રિયાના ઝગઝગ્યા વગર રહી શકે નહિ ।

આ ાનાદ્રા કા થયા ાઁ બરાબર ચેતન નાથની ક્રિયા ના થાય ૮ કમ? અન થાય ના માનવું ૮ રહ્યું કે એ આત્મ–

અરેરે ! શુ કરુ ? 'ઉદય આવ્યો અને વિકાર ચિત્તને સ્પર્શી ગયો !" "અહા હા ! રસ જીતવા માટે મે અમુક ચીજ ત્યાગી છે, છતા એવો જ રસ, આ વસ્તુને કૃત્રિમ કરીને વૃત્તિએ લેવડાવ્યો !" આવા અતઃકરણના પશ્ચાત્તાપ લગી "ઉદય" ને અવકાશ છે પણ આત્માને વિકારમય બનાવી, પદાર્થોનો ઉપભોગ કરતા જ રહેવાય ત્યા "ઉદય" નો બચાવ ચાલી શકે તેમ નથી વૃત્તિ ખેચાય જવી એ એક વાત છે અને એ ખેચાણમા આત્માને ભેળવીને અસન્માર્ગે પ્રવૃત્તિ આચર્યે જવી એ બીજી વાત છે, વૃત્તિની વિવશતામા આત્મા ન ફસાઈ જાય. એની "ચૈતન્યનુ જ્ઞાન" તકેદારી રાખે છે અને એવી તકેદારી રાખે તો જ જ્ઞાન ખરુ જાણવુ

આથી જ જ્ઞાન પછી ચારિત્રપ્રગતિ થયા વિના રહેતી જ નથી અનેક બાધક કારણો હોય તો ક્રિયામા મોડુ દેખાય, એમ છતા હાડોહાડની મિંજાએ એજ અમૃતધારા વહેતી હોય ! અને હાડેહાડ જેનો રગ લાગ્યો હોય, તે મોડુ આચરાય તોય એની વિરુદ્ધનુ અનાત્મ આચરણુ તો ન જ થાય, એ દેખીતી વાત છે

એથી ચોથા ચરણમા કહે છે કે —

**"વર્તે એવું શુદ્ધ સ્વરૂપનુ ધ્યાન જો.**

"જ્ઞાનનુ ફળ ધ્યાન છે," પણ ધ્યાન "કોનુ ? શુદ્ધ-સ્વરૂપનુ" શુદ્ધ એટલે નિર્મળ અને તેય સ્વરૂપનુ એટલે પોતાનુ—આત્માનુ

આવી દશાની ચિતના તે જ ધર્મધ્યાન એ વર્તે એટલે કાયમ રહે ! આવી દશા કાયમ રહે તો દોષોને દૂર નાશ્યે જ

છૂટકો! કારણ કે "મન ભયા જબ આત્મમગ્ન, તબ સિદ્ધિ ન ભઇ તો કયા હુઆ?" અર્થાત્ સાધકનું મન સ્વભાવમાં એકાગ્રતા–વિશ્રામ–પામ્યું એટલે સિદ્ધિ થઈ જ ચૂકી સમજવી.*

દા. ત સાધક ખૂબ પ્રસન્ન અને શાન્ત ભાવે, ધ્યાનમાં એટલે કે મૂળ ગુણના–સ્વભાવના ચિંતનમાં તલ્લીન છે સામે અનેક પ્રકારના વિષયોનું ચુંબક પડ્યું છે પણ કોને ખેંચશે! લોખંડને જ ચુંબક ખેંચી શકે બીજાને નહિ! જેણે આત્મ અનુભવના રસની ખુમારી ચાખી છે એને બીજો નશો કદીય નહિ પજવી શકે કદાચ પજવે તોય પાડી તો નહિ જ શકે! અહો! એવો અપૂર્વ અવસર ક્યારે આવશે?

ઉપસંહાર –

ભવસાગર એક નથી બે છે – (૧) દૃષ્ટિમોહનો અને (૨) વૈભાવિક પ્રવૃત્તિનો દૃષ્ટિમોહમા અસદ્ભાવના–કુવિચાર, અધમ–અધ્યવસાય—ખરાબવિકલ્પો—દુષ્પરિણતિ — વગેરેનો સમાવેશ થાય છે

દૃષ્ટિમોહ ઓગળ્યા તો મુક્ત જ છે પરંતુ સત્વ નામે પણ કદાગ્રહના સાણસામાં પકડી મુકવી મારે છે એ એની ખાસ વિશેષતા છે ક્રોધાદિ "કષાયો" નું અને કુતૂહલ, ભય, ઘૃણા ઇત્યાદિ "નોકષાયો નું મૂળિયું જ ત્યાં છે એટલે સૌથી પ્રથમ તો સમૂળે ધોવ્યા વિના એને ઉખેડી નાખવું જોઇએ. એ સમુદ્રને સાગ ગ તરી જવો જોઇએ!

---

* "અનંત ભવથી આથ ગો. વિના ભાન ભગવાન!" એટલે તે અપેક્ષાએ જ્ઞાન આવ્યા પછી આવેલુ ભાન ભવ ભ્રમણ ટાળે જ—

દૃષ્ટિમોહને તર્યા વિના વૈભાવિક પ્રવૃત્તિથી ઉગરવા મથનારા ફાવ્યા નથી

વૈભાવિક પ્રવૃત્તિ ગમે નહિ, ત્યારે જાણવું કે (૧) કા તો "દૃષ્ટિ મોહનો સાગર હવે સહેલાઇથી તરાશે" ની સૂચના આવી ગઇ છે અને (૨) કા તો "દૃષ્ટિમોહ રૂપી સાગરનો કિનારો હવે નજીક આવ્યો છે" એની દીવાદાંડી દેખાવા માંડી છે

પ્રથમ વિચાર શુદ્ધિ અને પછી આચાર શુદ્ધિ!

**આત્મ સ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,**
**મુખ્યપણે તો વર્તે દેહપર્યંત જો;**
**ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયેકરી**
**આવી શકે નહિ તે સ્થિરતાનો અંત જો અપૂર્વ (૪)**

**અર્થ**—દર્શનમોહનો સાગર ઓળંગ્યા પછી, જ્યારે જ્ઞાનનો પ્રકાશ થાય ત્યારે વિચાર, વાણી અને વર્તનમા—સંક્ષેપથી એ ત્રણે યોગમા—આત્માની સ્મૃતિ તાજી રહ્યા કરે અને સત્યને પચાવવાની તાલાવેલી લાગે એ એનુ (જ્ઞાનનુ) પ્રમાણ છે પરંતુ સત્યને આચરવા જતા જાણતા કે અજાણતા- પોતાથી કે પર દ્વારા-આવી પડતા અનેક ઉપદ્રવોમાય ઠેઠ દેહ સુધી એ-આત્મ-જ્ઞાન, કાયમ ટકે એવી મારી માગણી છે

ઓ મારા અંતઃકરણની ઊંડી ગુફામા પ્રકાશતા પ્રભુ !

-એવો અપૂર્વ અવસર ક્યારે આવશે ?

**વિવેચન**—યોગ એટલે આત્મા અને ક્રિયાનુ જોડાણ એના વિશેષ કરીને પંદર ભેદ છે, પરંતુ સંક્ષેપમા એ યોગ માનસિક, વાચિક અને કાયિક—એમ ત્રણ પ્રકારનો છે

સક્રિય મન સાથે આત્માના જોડાણને વિચાર કહેવામા આવે છે

વાચા સાથે આત્માના જોડાણને વાણી કહેવામા આવે છે વિચારો જેમ જેમ સ્પષ્ટ થતા જાય છે તેમ તેમ વાણીના વહન દ્વારા એ બહાર આવી શકે છે

કાયા સાથે આત્માના જોડાણને વર્તન કહેવામા આવે છે

દૃષ્ટિની શુદ્ધતા વડી દેહભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન થાય ત્યારે સૌથી પ્રથમ ભાવના અને વિચારક્ષેત્રમા આમૂલાગ્ર પરિવર્તન થાય છે વાણી સજીવ સુધારેલી મધુર અને પ્રમાણભૂત બને છે પરિણામે વર્તનમા સત્યનો સળવળાટ શરૂ થવા માંડે છે

જિજ્ઞાસુ–વિચાર વાણી અને વર્તન, આત્માના જોડાણ વિહોણા ન હોય। કારણ કે આત્માના જોડાણ વિના માનસિક વાચિક કે કાયિક કોઇ ક્રિયા જ ન સંભવે. પણ તો પછી જ્ઞાનીમા ને અજ્ઞાનીમા ફેર શો રહ્યો ?

ગુરુદેવ કહે છે કે જ્ઞાનીમા વિચાર, વાણી અને વર્તનમા આત્માનુ જોડાણ જ માત્ર નહિ, પણ **આત્માની સ્થિરતા હોય।** સ્થિરતા એટલે એકાગ્રપણે જોડાણ તો ક્ષણજીવી પણ હોઇ શકે।

## આત્મસ્થિરતાથી શો લાભ ?

ભૂલો માત્રનું મૂળ આત્મસ્થિરતાનો અભાવ છે આત્મ મૂર્તિનું ધન ... પછી જ બુદ્ધિબાઈ દેવાણુ ફૂંકે છે સુખ અને સ્વતંત્રતાને સ્થાને દુઃખ અને બંધન એથી જ આવી પડે માટે આત્મસ્થિરતાની પળે પળે આવશ્યકતા

છે. આત્મસ્થિરતાનો અભાવ એ જ ભાવમરણ છે મૃત્યુ કરતા ભાવ મૃત્યુ મહાભયકર છે પરતુ "ક્ષણક્ષણ ભયકર ભાવમરણે રાચી રહેવું" અને જીવિતમા એક જ વાર માત્ર થવાનુ છે એવા– 'દ્રવ્ય મરણથી ત્રાસી એમાથી બચવાના મિથ્યા ફાંફામા જીવન હારી જવુ' એ જ સસારવિલાસી જીવોનુ પ્રધાન લક્ષણ છે

જ્ઞાની પુરુષોની દયાનુ ઝરણુ એવા જીવો પર નિરંતર વહે, તોય એમના હૃદય ભિજાતા નથી કારણ, આત્મ સ્થિરતાનો અભાવ છે, ખરી ક્ષણે જ તે આત્મસ્મૃતિ ખોઇ બેસે છે

## આત્મ સ્થિરતા અને એના અભાવનાં ઉદાહરણો

દા ત "હુ ડાહ્યો," હું ઉચો, એવા મિથ્યા અભિમાનથી વારવાર આવેશ વશ થઇ જતો માણસ, કિંમતી સાથીઓના પ્રેમને ગુમાવી બેસે છે, આવા એ ત્યજાયેલા માણસને દુખદ અનુભવ થયા પછી માનો કે પોતાની ભૂલનુ ભાન થયું! તો પણ આત્મસ્થિરતા નહિ હોય ત્યા લગી એની ભૂલ કદી નહિ છુટે

એથી ઉલટુ આત્મસ્થિરતાવાળો સાધક, મિથ્યાભિમાની-ઓના ટોળામા પણ નમ્રતાનુ અમોઘ હથીઆર વાપરી આબાદ વિજયી નીવડશે

પણ એ આત્મસ્થિરતા જો ઠેઠ દેહ સુધી પહોચી હશે તો જ, એ સફળ ગણાય માટે જ કહે છે કે '–

### "મુખ્યપણે તો વર્તે દેહપર્યંત જો"

ઘણાય સાધનપ્રિય જીવો, વિચારમા અને વાણીમા સમજ અને સ્નેહ ધરાવતા હોય છે, પરતુ અગત સ્વાર્થ કે લાલચ

આવતા જ મોહાવેશને અધિન થઈ જાય છે કારણ કે, ત્યા એ પોતાની આત્મસ્થિરતા ગુમાવી દે છે એટલે સ્નેહમય વિચાર અને સ્નેહમય વાણી ભુલાઈ જાય છે, અથવા બહારથી દેખાય તો અતરમા માયાનું જોર વ્યાપે છે અને જીવનનો પ્રવાહ છિન્ન થઈ જાય છે એ તો –

અંતર, છંઠી ઇચ્છા રહે ને વેષધર્યો વિરક્તનો જેવી દશા !

શુ વ્યાપારમા કે શુ વ્યવહારમા ! શુ યુદ્ધમા કે શુ વનમા ! જીવનના કોઈપણ ક્ષેત્રમા આત્મસ્થિરતા વિના ફાવટ નથી.

વ્યાપારીએ ઘરાક આવ્યુ ને પોતાની સ્થિરતા ગુમાવી એટલે જૂઠ અને પ્રપચના અખાડા જામવાના. પરિણામે સત્ય અને શાખ બેય જવાના અને જેના સત્ય અને શાખ ગયાં ! એનો ઓટલો કાયમ જળીંબાદર્યો નહિ જ રહે.

વિદ્યાર્થીએ સ્થિરતા ગુમાવી, એટલે વિદ્યાદેવી રિસાય. સમજવા ઘણીએ પ્રકૃતિનો કાબૂ ગુમાવ્યો કે દોકડા માટી ! કિંમત ગુમાવી. ત્યાગી ગુરુ આત્માને ભૂલ્યો કિંમત કોડીની જેના વિચારમા આત્મસ્થિરતા હોય કે તે બીજાનું બુરુ સ્પે તાકી શકે ? જની વાણીમા આત્મસ્થિરતા હોય તે જુઠુ સ્પે બોલી શકે ? જેના કર્મમા આત્મસ્થિરતા હોય એનો શત્રુ કોણ રહે ! "આ મવત સર્વ ભૂતેષુ" એ એને સ્વભાવિક હોય ! જેને આત્મ સ્થિરતાનો આનંદ લીધો છ, એની દ્રષ્ટિને વિકાર કેમ સ્પર્શે એ તો:–

' पापाची वासना नको दावुं डोळा ।।
त्याहूनी आंधळा बराचकी " ।। तुकाराम

અર્થાત્–આંધળા થવાનુ કબૂલ કરે પણ ખોટી દૃષ્ટિને પળવાર પણ ન સધરી શકે.

કર્મમા આત્મસ્થિરતા ન આવે ત્યાં લગી સર્વ કાચુ, કારણુ કે ધર્મ એ જ વિકસિત જીવનનુ માપક યંત્ર છે કર્મમા આત્મસ્થિરતા આવી એનો અર્થ જ એ કે સયમની વાટે વિહાર આદર્યો। સત્યદેવને મદિરે પહોચવાનુ પણ અમલમા મૂકવાનો આરભ કર્યો

આવા સાધકને હાલતા ને ચાલતા ઘોર પરિષહો અને ઉપસર્ગો નડવાના એથી જ આ બે લીટીઓ ઉચ્ચારે છે કે–

**"ઘોરપરિષહ કે ઉપસર્ગભયે* કરી;**
**આવી શકે નહિ તે સ્થિરતાનો અંત જો.**

ઠેઠ કર્મ લગી આત્મસ્થિરતા તો જોઇએ પણ તે એટલી નક્કર અને અડોલ જોઇએ કે, જગતની કોઇ પણ આફતો એના પર બૂરી અસર ન કરી શકે।

**"દર્દમે આફતમે જંજાલમે ખુશ હૈ,**
**વોહી સચ્ચા મર્દ જો હર હાલમે ખુશ હૈ"**

એ એવા સત્યાર્થી પુરુષની સહજ સ્થિતિ હોય।

પરિષહો એટલે આવી પડેલી ગૂચવણુનો સામનો કરવાની

---

* અહી "ભય" શબ્દ સહેતુક છે "પરિષહ" અને "ઉપસર્ગ" એ શબ્દનો ભય, સાધકને કેટલીકવાર તો- એટલુ બધુ પીડે કે તેટલુ 'પરિષહ' અને 'ઉપસર્ગ' પોતે પીડતા નથી

લેશ પણ વૃત્તિ થયા વગર–સમતાપૂર્વક ઉકેલ લાવવા પરિષહ અને ઉપસર્ગ વચ્ચે એક સ્પષ્ટ ભેદ છે

દા. ત. મિષ્ટાન અને મેદાની પ્રતિજ્ઞા છે, છતા એ સિવાય કશો જ ખોરાક નથી એવા સયોગો છે પેટમાં ભૂખ લાગી છે બધાય હોશેહોશે ખાય છે વળી અપવાદે લેવામાં કશી હરકત ન હોય। એવો, મિત્રો, સ્નેહભર આગ્રહ કરે છે છતા ત્યા પ્રતિજ્ઞાના આત્માને–પ્રતિજ્ઞાના ધ્યેયને–સ્થિર રાખવું તે આત્મસ્થિરતા.

વળી પરિષહમા જેમ આ મિશ્ર પ્રલોભનનું દૃષ્ટાત છે તેમ કેવળ પ્રલોભનનું પણ હોય.

દા ત. લાચની પ્રતિજ્ઞા છે એટલે લાંચને નામે પોતે કશુય લેતો નથી. એવી બીના સામો માણસ જાણે છે એને લાલચમા તો કોઈપણ રીતે ફસાવવો છે, એટલે તે સામો માણસ એને નહિ પણ એના માણસના, પત્નીના કે બચ્ચાના હાથમા નાણુ મૂકી એમ કહે કે આ તો હુ ભાઈની સેવા લઈને આપુ છુ " મારા બેનને સાડી માટે આપુ છુ, કે બચ્ચાને ખાવાનું લેવા માટે આપુ છુ " વાણીની સફાઈ સિવાય લાચમા અને આમા શો ફરક છે? આત્મસ્થિરતાવાળો સાધક આવા સ્થળોથી વધુને વધુ ચેતતો રહેશે. પણ અસ્થિર તેમા ફસાઈ જશે.

જેમ આ લાલચ તેમ બીજી અનેક જેમકે–પરિણીત સ્વસ્ત્રીમા મર્યાદિત છૂટ રાખી બાકી સર્વથા બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા હોય અને વિકારીવૃત્તિથી સ્વસ્ત્રી વિષે અમર્યાદ રીતે મોકળાશ રાખી કે સૃષ્ટિવિરુદ્ધ કર્મ કરી પ્રતિજ્ઞાનો આશય હણી પ્રતિજ્ઞાના પાલક કહેવડાવવું કે માનવું તે જ રીતે કષ્ટના સભ્રમમા પણ હોય.

દા. ત. પગમાં જોડા પહેર્યા નથી, તાપ સખત પડે છે, ને કાંટાળો માર્ગ છે. રસ્તો ભૂલાયો છે. એને અપરિચિત અબૂઝ લોકો, સાચો રસ્તો બનાવવાને બદલે હાંસી કરે છે અને માર્ગ બતાવતા નથી, અથવા બતાવે છે તો ખોટો બતાવે છે. આ ત્રણે પરિષહના ખાસ દૃષ્ટાંતો છે પરિષહમાં ખાસ કરીને સંયમને લગતા કષ્ટનો સંબંધ છે અને સમજવાળા સંયમીને તે સ્વેચ્છાએ સહેવાં સુલભ છે કારણ કે તેમા કષ્ટ આવી પડવાનો ઓછો વધુ પણ ખ્યાલ તો હોય જ છે

પણ ઉપસર્ગમા આથી છેક ઉલ્ટુ છે અનિચ્છાએ અસભવનીય ઉપદ્રવ થાય તે ઉપસર્ગ ગણાય, એથી એમાં જેની કલ્પનાય ન હોય તે આવી પડે છે દા ત ખાવાની જરૂરિયાત છે અને ઇચ્છા પણ છે ખોરાક પાસે પડયો છે અને કોઈ ઉપદ્રવ કરી એને બગાડી નાખે છે હવે અહીં ક્રોધ કરે તો બગડેલુ સુધરી જવાનુ નથી પણ આત્મસ્થિરતા ચાલી ગઇ કે, આવે સમયે આવેશ થયા વગર રહેશે નહિ। કદાચ સામેની વ્યકિત પાસે આવેશ પ્રગટ ન કરી શકાય તેવા સયોગો હોય. તો વૃત્તિમાં તો ઉશ્કેરાટ આવે જ ને ઉશ્કેરાટ આવ્યો એટલે આત્મા હણાયો જ સમજવો

આ તો સામાન્ય બીના થઇ પણ અહીં તો કહે છે કે, ઘોરમા ઘોર પરિષહ એટલે સયમમા લાલચના+ મહાપ્રસંગો કે વૃત્તિમા ઉલ્કાપાતો મચે તેવી આધિ, વ્યાધિ કે ઉપાધિએ આવે

---

+ સયમી હોવા છતા પદાર્થની પ્રતિજ્ઞા ન લીધી હોય એમ બને પણ તોય એ "અસયમવર્ધક" એક પણ ખાનપાન દ્રવ્ય, ઉપભોગ, કે કર્મ નહિ કરી શકે।

તોય એ સ્થિરતા ટકવી જોઈએ! કોઈ આવાને અમે તેવી બાધા કરે તોય પોતાની અહિંસક મર્યાદા ન મૂકવી જોઈએ. અહીં એવી શંકા થવી સ્વાભાવિક છે કે 'ત્યારે શું જડ થઈ જવું? કાં તો જડમાં અને કાં તો સંપૂર્ણ પુરુષમાં જ આમ થવું શક્ય છે અન્યથા આવા પ્રસંગોમાં ચૂપચાપ કેમ રહેવાય? આનું સમાધાન સ્પષ્ટ છે અને તે એ છે કે ચૂપચાપ રહેવાની કે જડ બની રહેવાની દશાની આ વાત નથી. ચૂપચાપ રહેનાર અને દુઃખ વખતે જડ જેવી સ્થિતિમાં પડી રહેનાર તો મૂઢ દશાના પ્રાણી માત્ર દેખાશે પરંતુ એથી શું? કઈ વળ્યું? એવાં પ્રાણીઓની વૃત્તિજન્ય હિંસા ઓછી ભયંકર નથી હોતી! પણ અહીં જે દશા વર્ણવી છે તે આત્મસ્થિરતાની દશા છે આત્મસ્થિરતાવાળો સાધક આ દેહ નહિ પડે એમ નહિ! એનેય દેહધર્મ તો છે જ વળી એ માંદગીમાંથી છૂટવાના ઉપાય પણ કરશે, કારણ કે દેહસાધનનો ઉપયોગ કરવામાં એ અસ્થિર કરતા વધુ જાગૃત અને ચોક્કસ હશે! પરંતુ અસ્થિર મનવાળો બાધક મચાવશે, એકાં સામે, જે કહે તે ઉપાય અજમાવવા મંડી પડશે. અધીરો થઈ જશે. વારંવાર સેવા કરનારાઓ પર ચીડાશે. વ્હેમ અને પામરતાની મૂર્તિ બની જશે અને હાય હાય, વોય વોય કરશે. આવું આત્મસ્થિરતા વાળો નહિ કરે! એનેય દુઃખની અસર તો થશે પણ દુઃખને પોતાના સમજથી તે હળવું કરશે.

આજ રીતે ઉપદ્રવ માત્ર પોતાની ઉચ્ચ દશાની કસોટી માટે નિર્માણ છે વિપત્તિમાત્ર પોતાના પૂર્વની કે તાજી ભૂલોનું જ પરિણામ છે એમ માની ચિત્તને શીતળતા અને પ્રસન્નતાથી તરબોળ રાખવા બનતું કરશે.

આત્મસ્થિરતાવાળો એ વૃત્તિને અહિંસક બનાવવાના અખતરાઓ પોતાની પ્રત્યેક ક્રિયા વખતે કરવાનો અભ્યાસ રાખી એવી સહજતા એણે સાધી લીધી હશે કે, તેની સામે થતા પહેલા હિંસક વૃત્તિવાળો દેહધારી, પણ તેના પ્રભાવ આગળ ઝાખો પડી જશે અને કદાચ તીવ્ર આવેશને લીધે અનર્થ કરી બેસશે તોય એને આખરે એની પાસે શિર નમાવવું પડશે જ. એ વિના એનો છૂટકો નહિ થાય એનુ હૃદય ત્યા લગી એને જપવા જ નહિ દે કારણ કે સાચી અહિંસાના ચૈતન્યબળ આગળ જડતાભરી હિંસા આખરે નિર્બળ જ ઠરે છે આવા આત્મસ્થિરતાવાળા જ અહિંસાને પચાવી શકે છે, સત્યની વેદિકા પર જીવન-બલિ ચડાવી શકે છે અહીં જ ચારિત્ર મદિરનો પાયો છે ચારિત્રથી જ જગતની મહાન સેવા થઇ શકે છે કારણ કે ચારિત્ર્યના પારસ આગળ જે જે લોખડ આવે છે તેને સુવર્ણમા પલટાવવાની તેનામા અજબ તાકાત છે માટે જ સાધક ઇચ્છે છે કે –

"અપૂર્વ અવસર એવો ક્યારે આવશે "

## ઉપસહાર .–

જૈન આગમોમા વર્ણવાયેલ પાચમા ગુણસ્થાનવર્તી સાધકનુ આમા બયાન છે× પણ તે ભૂમિકામા ઔપશમિક, ક્ષયોપશમિક

---

× આને "ગૃહસ્થ સાધક"–"સરાગ સયમો" અથવા "વ્રતધારી શ્રાવક તરીકે ઓળખવામા આવે છે જરૂરિયાતોને ઘટાડવાને અને પરિગ્રહના પ્રતિબધથી છૂટવા માટે એની ઇંતેજારી હોવાથી પ્રતિજ્ઞામય જીવનની એ પસદગી કરે છે ત્યા સંતુષ્ટ વૃત્તિ થતી જવાથી અર્પણતાનો અને પરદુખે પિડાવાનો ગુણ ખુબ ખીલે છે.

અને ક્ષાયિક એવા ત્રણે ભાવો આગળ વર્ણવ્યા પ્રમાણે હોઇ શકે છે અહીં ક્ષાયિક ભાવનો સમાદર છે અને તેથી જ ત્રણે યોગો પૈકી —

"મુખ્યપણે તો વર્તે દેહ પર્યંત જો"

ની ભાવના પ્રગટ કરી છે

ક્ષયોપશમ ભાવમાં અનુદીર્ણ—ઉદયમાં નહિ આવેલ કર્મોની ઉપશાંત દશા રહેવાથી મૌલિકશુદ્ધિમાં કચાશ રહી જાય છે અને જેટલી કચાશ તેટલો જ 'પરિષહ" કે "ઉપસર્ગ" આવ્યે લથડી પડવાનો ભય વધુ કારણકે "પરિષહો" અને ઉપસર્ગો' સામે લડવું અને આખરે સંપૂર્ણ વિજય મેળવવો એમાં જ સાધકની સાધનાના હેતુ અને સાર આવી રહે છે.

સાચું જ્ઞાન થયા પછી સંયમ વિના રહી શકાતુ નથી, એ દીવા જેવી વાત છે અને સંયમમાં ડગલેને પગલે પરિષહ અને "ઉપસર્ગો" આંખ કાઢીને ઉભા જ રહે છે ખરી રીતે તો "પરિષહ અને ઉપસર્ગોનો ભય જ પરિષહ અને ઉપસર્ગો છે"

જ્યારથી સાધક સંકટના કે લાલચના ભયથી વિરહિત અર્થાત્ નિર્ભય બને છે ત્યારથી જ સંકટ અને લાલચ એના માનસસમતા રૂપ ત્રાજવામાં એક સરખાં તોલા બની રહે છે.

સારાંશ કે જગતની દૃષ્ટિએ ભલે એ "પરિષહ" અને ઉપસર્ગો દેખાય પરંતુ એના આગળ તો એ સંયમીજીવન-માર્ગના સાચા અને સહજ સાથી અથવા સોપાન રૂપ બની રહે છે.

**સંયમના હેતુથી યોગપ્રવર્તના,**
**સ્વરૂપલક્ષે જિનઆજ્ઞા અધિન જો;**
**તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં**
**અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો. (૫) અપૂર્વ**

**અર્થઃ**-(ગત દશા કરતા ઊંચી ભૂમિકામા શી દશા થાય? તે આ ગાથામા વ્યક્ત કરે છે) મન, વચન અને કાયાના પ્રત્યેક યોગોનુ પ્રવર્તવું, માત્ર સયમના જ કારણે થાય, સયમ પણ સ્વરૂપલક્ષી જ હોય અને સ્વરૂપલક્ષિતા જિનેશ્વર દેવોની આજ્ઞાને અધિન હોય!

પરતુ આવો – લક્ષ્ય, કાર્ય, કારણ અને કર્તા–નો ક્રમ પણ સાધક દશામા જ હોય, પણ જેમ જેમ એથી ઉન્નત સ્થિતિની સહજતા આવતી જાય તેમ તેમ તે બધાનુ પૃથક્ત્વ ટળીને અતે નિજ સ્વરૂપમા જ એ બધુ લીન થઈ રહે ધ્યેય, ધ્યાન અને ધ્યાતા ત્રણે સહજ રૂપે એકરાર બની રહે?

અહો નાથ! આવો અપૂર્વ અવસર ક્યારે આવશે?

**વિવેચન** –ગત ગાથામા કાયમી આત્મસ્થિરતાની માગણી હતી પરતુ હવે :—

**"મુખ્ય પણે તો વર્તે દેહ પર્યંત જો;"**
એમ કહી એનુ પરિણામ શુ આવે? તે બતાવે છે

વર્તમાનમા આત્મસ્થિરતા કાયમી ટકવા છતા, ઉદયાવલિકામા એવા પ્રકારના–કર્મો ચોમેરથી ધસી આવે કે સપૂર્ણ વિરકતભાવ ન થવા દે! પણ જો દૈહિકકર્મ સુધી પણ આત્મસ્થિરતા કાયમી ટકે તો આવી દશા લાંબો વખત ન રહે, કારણ

કે ભાવના, વિચાર અને ક્રિયમાણકર્મની પ્રબળ શુદ્ધિ વિશ્વવળાવને સેવી રહેલા કર્મોના–સસ્કારોના–પૂર્વકાલીન અભ્યાસોના–જોરને નરમ પાડીને વિરક્તિ તરફની અભિરુચિને વેગવંત કરે જ, કરે.

આવી દશામા સયમની સ્ફુરણા, કાયપરિણત થાય છે એમ છતા પ્રમાદ અને કષાયો રૂપી છૂપા મારોના હુમલાઓ થવાનો ખૂબ ભય છે માટે જ કહે છે —

"સયમના હેતુથી યોગપ્રવર્તના"

વિચારના સયમ વચનમા સયમ અને ક્રિયા માત્રમા સયમ કારણભૂત બની રહેવો જોઈએ।

સયમીને પણ મન તો છે જ એને વાણી તો છે જ અને દેહ હોવાથી હાલવું ચાલવું, સૂવું, ઉઠવું, બેસવું ખાવું, પીવું પહેરવું ઓઢવું, લેવું મૂકવું, બધુય છે જ એટલે એનેય કર્મો તો કરવાના જ છે પરતુ અસયમી અને સયમી વચ્ચે ફેર એટલો કે સયમી જે કઈ વિચારશે, વદશે કે કાયિક કર્મ કરશે તે સયમની હદમા રહીને, જ્યારે અસયમીને મર્યાદા હશે જ નહિ, અને કદાચ હશે* તોય સયમી જેટલી અને સયમી જેવી નહિ।

જટલે જશે સયમ તેટલે અંશે વિવેક તો હોય જ: વિવેક અને વિચાર વિના જ્ઞાન ટકે નહિ, અને જ્ઞાન વિનાનો સયમ સાચ્ચો સયમ ન ગણાય। એટલે સયમીને પ્રતિપળે। આત્મભાન તો રહે જ રહેવું જ જોઈએ।

---

* "કદાચ હશે" એ સમ્યક્ત્વી તથા સાધકની અપેક્ષાએ.

આમ હોવાથી સયમી પોતાના જીવિતની જરૂરિયાતોને સકોચી લેશે, એટલુ જ નહિ પણ એને કોઈ પણ વસ્તુ પર માલિકી હક રાખવાનીય વૃત્તિ બોજારૂપ થશે, એટલે એ પોતાની ગણાતી સર્વ મૂડી જગતને ચરણે ધરી હળવો ફૂલ જેવો થઇ રહેશે ધન, ઢાંકી કે ઉઘાડી જમીન જ માત્ર નહિ, પણ પરિગૃહિત કરેલા સ્ત્રી, પુત્રાદિકની પણ મૂર્ચ્છા એ ટાળી દેશે વીર્ય એ કુદરતી મળેલી રસસિદ્ધિ છે, એમ જાણી એ એનો દુરૂપયોગ કે વ્યય નહિ કરે ઉલ્ટુ સગ્રહ કરીને એનો સદુપયોગ મૌલિક વાસનાના ક્ષય માટે કરશે કારણ કે જ્યા પોતાના દેહ પરની પણ મૂર્ચ્છા ટાળવાના યત્ન રૂપ સાધના સ્વીકારાઈ ગઈ ત્યા અપત્યૈષણાની વૃત્તિનેય મૂળથી છેદવાનુ સૂઝે એ સ્વાભાવિક છે×

આવો સયમી, જગલમા, ઘર છોડી ગુરુકુળમા કે સાધુ સસ્થામા જાય જ કે ન જાય, એવો કશો નિશ્ચિત નિયમ નથી. જો પત્ની પરના ભાવમાથી પત્નીત્વ ખેચી લીધુ, પુત્ર પરથી "આજ મારો પુત્ર" એ પ્રકારનુ સકીર્ણ મમત્વ ખેચી લીધુ અને જો જગતના સર્વ માનવો જેવા એ માનવો સહજ સ્વાભાવિક થઈ ગયા તો ઘર પણ એને વન જ છે સૃષ્ટિના સચરાચર જીવો પ્રત્યે અતકરણના નિગૂઢ ભાગમા જે પ્રેમ પ્રવાહ વહે છે તેને મોહ સબધો જ રોકીને ડોળો કરે છે અને –

"ડોળુ થતુ ને વળી થણી જાતુ,
ત્યા વિશ્વ આત્મા કચરાઇ જાતો"

× જુઓ શ્રી દશવૈકાલિક સૂત્રનુ અધ્યયન ચોથુ અને ઉત્તરાધ્યયન સૂત્રનુ અધ્યયન ચોવીસમુ

એથી જ આદર્યે કે અજાણ્યે જગતની હિંસા થઈ જ જાય છે એ મોહ સબંધ અમે કે અહિંસાનો પ્રારંભ થાય જ એવો સાધક ઘેર રહેશે તોય એનું ઘર સંયમનું નંદનવન બનશે. એના પરાગ ચૂસી કેક મધુકરો, આત્મ-સુધારસ પામશે અને આવો સંયમી પોતે જ્યારે સાથે જ "यमुपैव कुर्वत कम्" માનતો થશે ત્યારે એક પાણીનું ટીપું કે ખોરાકનો કણ પણ જરૂરિયાત વગર કેમ વાપરશે? જ્યાં બધું જગત ચરશે, ત્યા પછીની જરૂરિયાતનોય સંગ્રહ એ શા માટે કરશે? વસ્ત્રોમાય ટાપટીપને ખાતર અમર્યાદિત કેમ બની શકશે? એનું વચન તો અમૂલ હશે! એના અંગ અસત્પ્રવૃત્તિમા તો એ કેમ જ કરી શકશે? એક પણ આત્મઘાતક વિચારને એ કેમ સંઘરી શકશે? આ રીતે પોતાની પાસે જે અણમોલ ખજાનો છે એનો પોતે જ ચોકીદાર બન્યા પછી ગાફેલપણું સંયમી કેમ જ ચલાવી શકે? એને ઉંઘ આવે તોય એ તો જાગતો ને જાગતો, જરાક સળ વળાટ થયો કે ચકાદાર સિપાઈ જાગી જાય છે તેમ! સ્વપ્ન માય આવા સાધકને કુવિચાર નહિ પીડી શકે આજ દૃષ્ટિએ "सुया मुणिणोजागरं सा" મુનિઓ સૂએ તોય જાગે છે, એમ નિર્ગ્રંથ પ્રવચન ભાખે છે અને જે આટલો જાગૃત છે, તે જગતની વ્યક્ત કે અવ્યક્તપણે અનુપમ સેવા કરી જ રહ્યો છે; એમ જાણવું એના બ્રહ્મચર્યની ઉપાસના જગતને આકર્ષે છે, એટલે એનું એક એક વચન સેંકડો હૃદયોનું પરિવર્તન કરાવવાની તાકાત સહેજે જ ધરાવી શકે છે પણ એની મન, વચન અને કાયાની એકવાક્યતા; જો સંયમના હેતુ રૂપ હોય તો!!!

પરંતુ પ્રશ્ન એ છે કે "સંયમ હેતુ" સમજાય કેમ?

કારણ કે ઘણી વખત પ્રમાણિકપણે સંયમ મનાતો હોય છે, ત્યાં પણ સંયમનુ ઉપર્યુંક્ત પરિણામ ઉગી નીકળતું વિરલ સ્થળે જ જોવામાં આવે છે માટે જ કહે છે કે –

**"સ્વરૂપલક્ષે જિનઆજ્ઞા અધિન જો;"**

સંયમને માટે સંયમ નથી અર્થાત્ સંયમ પોતે સાધ્ય નથી, એ પણ એક સાધન જ છે સાધ્ય તો સ્વરૂપદશા છે અને સંયમ એનુ સાધન છે સંયમને સાધનને બદલે સાધ્ય માનવાથી જ "**આત્મવિકાસ અને વિશ્વપ્રેમનાં દ્વાર પર જટિલ પડદો પડી જાય છે**" 'અમે તો અમારૂ કરીએ અમારે ને જગતને શું ? આવી અસંબદ્ધ વસ્તુઘટના સાચા સંયમમા નથી હોઇ શકતી ! કારણ કે ત્યા તો આખુ વિશ્વ પોતામા શમાવી દેવાનુ વિશાળ લક્ષ્ય હોય છે જ્યા વિશ્વ જ પોતાનુ ત્યા આ મારુ આ પારકુ કોને ગણવુ ? પણ એવા સંયમીનો સંયમ જો સ્વરૂપલક્ષી હોય તો જ આવું ભાન સુલભ હોઇ શકે !

સ્વરૂપલક્ષી પુરુષ, પોતાની આસપાસ બનતી વિષમ પરિસ્થિતિને પોતાની અશુદ્ધિનુ પરિણામ લેખી વધુ ને વધુ શુદ્ધ થવા મથશે, પણ ઊલટુ પોતાની ભૂલો બીજા પર ઓઢાડી પોતાની વૃત્તિવિવશતાથી છટકી જવાનુ નહિ પસંદ કરે

એ પોતે જ પોતાના આત્માને,

'શાને કરે ખંડિત ભેદ પાડી ? ખંડોથી ખંડાય સ્વરૂપ તારુ'

આવી શિખામણ આપી, અખંડતા–અદ્વૈતતા સાધવા ઉદ્યત થશે. પણ અહીં સુધી આવ્યા પછી પણ એક મહાભય

ઝઝૂમી રહ્યો છે તે, વિશ્વાસના અપચાનો; પ્રશંસાથી થતા ઘમણ્ડનો અને કૃપણાના અભિમાનનો. વગર કારણે થતી નિંદાને ગળી શકાય પણ પ્રશંસાને ગળવી મુશ્કેલ. અપમાન કે સિતમો સહેવા સહેલા, પણ હમણા પધારીને બોલે શું કહેશે એમ તાકીને માનવીની આંખો સ્થિર થઇ ગઇ હોય અને કાન તત્પર થયા હોય તે ઘડીની શ્રદ્ધા આશા અને સન્માન-પૂજાને પચાવવા કઠણ માટે જ કહે છે કે 'સ્વરૂપલક્ષ્ય' તો ખરું જ પણ ત્યાંય સ્વચ્છંદતાનો મગર ન ગળી જાય માટે "જિનાજ્ઞાની અધિનતા રૂપી સરક્ષણ જોઇએ. !

જિન એટલે વીતરાગ. એની આજ્ઞા એટલે વીતરાગતાની વાટે વિચરવું અને અધિનતા એટલે એ ખાતર સર્વસમર્પણ. કારણ કે –

> "આત્મસ્વભાવ અગમ્ય તે અવલંબન આધાર,
> જિનપદથી દર્શાવિયો, તેહ સ્વરૂપ પ્રકાર"
> "શ્રીમદ્"

સાધક દશામા નુવમીને જે પ્રાથમિક સાક્ષાત્કારો થાય છે તથા સિદ્ધિયોગાદિ સભવે છે ત્યા પતનદશાનું જોખમ રહેલુ છે એટલે / પરમશ્રદ્ધાથી નયમના ફળનું સુદ્ધાં સમર્પણ થઇ જવું જોઇએ ! અને એવો સર્વસમર્પણભાવ એવા વીતરાગ પુરુષને ૮ થઇ જ ઘટે છે

એવા જિનનુ (પ્રત્યક્ષ ન હોય તો) પરોક્ષદર્શન પણ મહાનિર્જરાના કારણરૂપ છે શાસ્ત્રોમા ઉપલબ્ધ થતાં એના પ્રવચનમાં ક્યાં નિ પૃહતા ટોકન અ પરમ પ્રકાશ નીતરે છે

કારણ કે એવા પુરુષની અપરોક્ષાનુભૂતિનુ પ્રતિબિબ એમાં આબેહૂબ પડ્યું હોય છે

આવા સમર્પિત થયેલા ભકતને પછી ઉપાધિ જ શી રહી ?

કોઇ પ્રશસો કે નિંદો ! એ બન્નેનાં શબ્દપુષ્પો એ તો 'જેના તેને' ચઢાવી દેશે

ખાવા માટે ઉદરપૂર્તિરૂપ ભિક્ષા મળો યા ન મળો એને ચિંતા શી ? કારણ કે એવા પુરુષની જરૂરિયાતની ચિંતા જગત પોતે જ કરતુ હશે ! એટલે એને જે કઇ પૂજા કે સન્માન મળે તે પણ તે તો મૂળપુરુષને ચરણે જ ધરશે "હે ભગવન્ ! આમ થાઓ કે તેમ થાઓ" એમ પણ એ ઇચ્છશે નહિ કારણ કે –

"ભક્તહૃદય ભગવાનમય, ચહે ન કૈ પ્રતિદાન,
સર્વસમર્પણ ભક્તનું, કયા રાખે પ્રતિદાન ?"

પરતુ વસ્તુસ્થિતિ એવી છે કે જે બદલો નથી ઇચ્છતુ એનેય બદલો તો અચૂક મળે જ છે જે આત્મભોગ આપે છે તે વળી સાચે જ આત્મસુધારસ ચાખે છે, એટલે જ કહે છે કે —

"તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમા,
અતે થાય નિજસ્વરૂપમા લીન જો"

પછી તો પોતાથી જિન ભિન્ન છે, એ ભેદની ભાવના જ ક્રમે ક્રમે ક્ષીણ થઇ, જિનસ્વરૂપ, નિજસ્વરૂપમા પ્રતીયમાન થાય છે કારણ કે —

જિનપદ નિજપદ એકતા ભેદભાવ નહિ કાંઈ "
' શ્રીમદ્ "

વસ્તુસ્વરૂપે નિજપદ અને જિનપદ વચ્ચે એકતા જ છે જે જેને સાથે હિંસે સ્મરે છે તે તથારૂપે થાય જ છે, તે વાક્ય પણ તે અપેક્ષાએ જ ઘટે છે

ઇયળ ભ્રમરી ધ્યાનથી, ભ્રમરી બનતી જેમ;
જિનધ્યાને કરી ભવિક જન, જિન પણ બનતો તેમ "
(નિર્ગ્રંથ પ્રવચન ટીકાકાર)

આત્મા પોતે જ પરમાત્મા છે માત્ર વિભાવે કરી બધાયો છે તે બધન છૂટવું જોઇએ. બધન છોડાવવા માટે વીતરાગવચન જેવું એકે સહાયક નથી. ભક્તિનો ઉદ્દેશ પણ એ જ છે અહેતુકી ભક્તિમા ભક્ત કશુય ઇચ્છતો નથી પણ એની તદ્રૂપતા જ અંતઃકરણમા રાજતા પ્રભુના તેજને બહારને બહાર એ જી લાવે છે આમ થવાથી સયમરૂપ સાધનનુ કાય સરી રહેવાથી, તે સયમ અને અપણુતા બન્ને અએ આત્મામાં લીન થાય છે એટલી ચાલી જાય છે એમ નહિ પણ સહજ બની જાય છે

પ્રથમ જે ઉપયોગ રાખી અપ્રમત્તતા સાધી–સાવધાન રહીને અપણુ ભાવ લાવી શકાતો અને જે સયમ રાખી શકાતો ત હવે સહજ થઇ જાય છે અથવા સયમના ફળસ્વરૂપ આનદ સહજ થઈ જાય છે આ દશામા "આમ–તેમ" ના બધન હોતા નથી પણ ત દશા તો ક્રમે કરીને જ થાય એવું—

**તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં "**
એ સ્પષ્ટ સૂચવે છે

બીજો ભાવ એમાથી એ ફલિત થાય છે કે, ભલે ક્રમે ક્રમે થાય પણ થવી તો જોઇએ જ ! ઘણીવાર સાધક અવલંબનમા જ મૂઝાઇ રહે છે (પછી એ સત્પુરુષનાં* વચનરૂપ હો, સત્પુરુષના શરીરરૂપ હો કે નિરાકાર પદરૂપ હો ! ) અથવા ઉપશમ દશાને જ પર્યાપ્ત માની અટકી જાય છે કિંવા સ્ફુરતા આત્મ વીર્યની બાહ્ય ચમત્કારિતામા જ ફસાઇ જાય છે માટે જ કહે છે કે. —

## "અંતે થાયે નિજસ્વરૂપમાં લીન જો"

પ્રતિબંધ અને સ્વછંદ એ બે બધન નિજસ્વરૂપની લીનતામા અટકાયત કરે છે, એટલે પ્રતિબધ રોકવા માટે આત્મ સ્થિરતાપૂર્વક ત્રિકરણ, ત્રિયોગી સયમની જરૂર છે અને સ્વછદતા રોકવા માટે વીતરાગના વચનોમા અતૂટ શ્રદ્ધા રાખી એના અનુસરણરૂપ સમર્પણતાની જરૂર છે

પરતુ એનુ પરિણામ જો કશુય ન હોય તો શુ વળ્યુ ? અને પુરુષાર્થ કદી વધ્ય તો હોતો જ નથી માટે સર્વ ક્રિયા, સર્વ ભક્તિ અને સર્વ જ્ઞાનના ફળસ્વરૂપ અતે નિજસ્વરૂપલીનતાની દીવાદાંડી બતાવે છે

અને એટલુ કહી ફરી, એ આત્માભિમુખ સાધક પ્રભુને પ્રાર્થે છે કે, "એવો અપૂર્વ અવસર ક્યારે આવશે ?"

### : ઉપસહાર

જૈન આગમોના કથન પ્રમાણે આ છઠ્ઠા ગુણસ્થાનકની

* "જે કોઇ પુરુષને જેટલે અશે વીતરાગતા સભવે છે તેટલા અશે તે પુરુષનુ વાક્ય માન્યતા યોગ્ય છે" **શ્રીમદ**

ભૂમિકાનું વર્ણન છે વૈરાગ્યપૂર્વક સયમના ચિહ્નો ધારણ કર્યાં પછી પણ આટલુ તો અવશ્ય જોઇએ —

૧ હવે મારી સૂક્ષ્મ કે સ્થૂળ બધી ક્રિયાઓ સયમને કારણે છે, અસયમનો એક પણ વિકલ્પ મારા અસ્તાળામા ન આવવો જોઇએ, કદાચ આવી જાય તો એ શલ્યને કાઢવા વિના મારાથી જીવી જ ન શકાય !+ આ રીતે સયમની સાથે જ ઇચ્છા અને વૃત્તિના વિજયરૂપ તપ સહેજે આવી રહેવું જોઇએ.

૨. વળી મારા સયમનો ધ્રુવકાટો વીતરાગના ધ્રુવ પ્રતિ હોવો જોઇએ, કે જેથી માર્ગમાં વાંકીચૂકી કેડી આવે તોય દિશાભ્રમ ન થાય ! ( અર્થાત્ યથાર્થ અહિંસા પળાય )

૩ મારે જે કઇ મેળવવાનું છે, તે મારામા જ છે માત્ર " હુ મને ભૂલ્યો છુ " માટે " મે મારા મન, બુદ્ધિ, ચિત્ત, પ્રાણ, શરીરાદિ સવ મારા વીતરાગરૂપ આપ્તપુરુષને શરણે ધર્યા છે " ચાલવાનુંય મારે છે અને તેય મારા જ પગથી, અને પહોચવાનુંય મારા સ્થળમા ત્યાં " મારા જણાતા આપ્ત " પણ " હુ રૂપ છે પણ ત્યા " હુ—તુ " ની દૃષ્ટિ જ નથી, " આ તે " એમ નિર્દેશ કરી શકાય એવું રૂપ પણ નથી. પૂર્વે, આજે કે પછી "

એવા ભેદદર્શક કાળનુંય બધન નથી. ગતિના કે સ્થિતિના સહાયક તત્ત્વોનીય ગરજ નથી.

---

જૈન આગમોમા આને સવર કહેવામા આવે છે

+ જૈન આગમોમા આને પ્રતિક્રમણ " કહેવામા આવે છે.

જ્યા કેવળ સ્વરૂપસ્થિતિ છે. ત્યાં વાણી શ્યે પહોચે? પણ વર્તમાને એં દશા નથી તોય એ દશાનો મનોરથ, પણ મને બીજી ઋદ્ધિ, સિદ્ધિ કે ઇતર લાલચોથી બચાવી શકે એટલા માટે ઉપયોગી છે.

આટલુ સ્મરણ પળે પળે ન હોય, તો માત્ર શબ્દભેદ સિવાય એ સયમ અને અસયમમા કશો જ ફેર ન રહે.

ભલે પછી પરિગ્રહને બદલે પોથી–પાના, પુસ્તકો કે ભડાર! ભોગને બદલે પ્રસાદ! પુત્ર–પુત્રીને બદલે શિષ્ય–શિષ્યા! આરભને બદલે સેવા! ઘરને બદલે સપ્રદાય વગેરે શબ્દો વપરાતા હોય !*

**પચ વિષયમાં રાગદ્વૂષવિરહિતતા,**
**પચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો;**
**દ્રવ્ય, ક્ષેત્ર ને કાળ, ભાવ પ્રતિબધવિણ,**
**વિચરવું×ઉદયાધિન પણ વીત લોભ જો. (૬) અપૂર્વ**

**અર્થ**—(સયમના હેતુએ યોગ પ્રવર્તે અને લક્ષ્યબન આત્મભાન તથા જિનેશ્વરદેવોની આજ્ઞા હોય ત્યારે તે સાધકની સ્વરૂપ દશા કેવી હોય! અને ક્રમે ક્રમે કેવી થતી જાય? તે હવે સ્પષ્ટ કરે છે—) શબ્દ, રૂપ, ગધ, સ્વાદ અને સ્પર્શ એ પાચ

---

* આ સાપેક્ષ કથનનો કોઇ ઐકાતિક ઉપયોગ ન કરે! જેને હૈયે સયમ વસ્યો છે, એને એ બધુ સયમના હેતુરૂપ છે જેને હૈયે અસયમ વસ્યો છે અને એ અસયમ વધારવાના હેતુરૂપ બને છે, એટલો જ અહીં કથિતાશય છે

× ચારિત્રના માર્ગમા રમણ કરવુ

વિષયો વિષે રાગ અને દ્વેષ—ઉભય—નો અભાવ રહે, અર્થાત્ મધ્યસ્થભાવ રહે. મદ, વિષય, કષાય, નિદ્રા અને વિકથા એ પાંચ પ્રમાદોને વિષે મનનો ખળભળાટ—મનની ડામાડોળ સ્થિતિ—ન થાય અને કાયિક, વાચિક કે માનસિક પ્રવૃત્તિ માત્ર ઉદયને લીધે થયા કરે. પરંતુ તેમાં કોઇપણ ક્ષેત્ર, કોઇપણ કાળ, કે કોઇપણ ભાવનો પ્રતિબંધ ન હોય તેમ જ "આવું જ એનું સુંદર પરિણામ આવો, કે આથી આમ જ થાઓ આમ ન જ થાઓ" એવા પ્રકારના ફળની કામના પણ ન હોય! અર્થાત્ નિર્લોભિપણું હોય, આશારહિતપણું હોય!

અહો! એવો અપૂર્વ અવસર ક્યારે આવશે ?

**વિવેચન** – સગાંવહાલાં અને માલમિલકત ઉપરથી માલિકીહક ઉઠાવી લીધા પછી જેણે અકિંચન યાચકવૃત્તિ સ્વીકારી છે એવા ત્યાગવીર ભિક્ષુ સાધનાને અર્થે જોઇતાં કેવળ જરૂરિયાતનાં સાધનો જગતમાંથી આત્મભાન ગુમાવ્યા વગર મેળવવા મથે તો મળી જ રહે છે પરંતુ એણે એ મેળવ્યા પછી કે એને એ મળ્યા પછી એનું ય મધ્યસ્થપણું રહી રહેવું જોઇએ! અર્થાત્ ન તો એને લીધે મોહ થવો જોઇએ કે ન તો ઘૃણા થવી જોઇએ રાગ અને દ્વેષ અથવા મોહ, ઘૃણા એક જ વૃત્તિરૂપ ફુવારાની બે ધારાઓ છે જ્યાં એક આવી ત્યાં બીજી રહેલી જ છે હા ન માનો કે કોઇ ભક્તને કે સજ્જને આ કેવા મહાપુરુષ છે! એમ કહ્યું કાનથી સાંભળેલું આ વાક્ય જો માયક જીવને મનગમતું લાગ્યું તો "હું મહાપુરુષ છું ? એવા પ્રકારના અભિમાનનો સાધકના આત્માને લેપ લાગે અને વૃત્તિને ઘેપ લાગે. આમ થવાથી પોતાને અણુ

માનીને મહત્તા તરફ પ્રગતિ કરતો જીવાત્મા એટલે અંશે અટકી જશે અને જેટલે અંશે અટકી જશે, તેટલે અંશે વૃત્તિમાં બેદરકારીપણુ આવી જવાથી ભૂલો થવા માંડશે.

હવે જ્યારે એને એવી ભૂલોનુ કોઇ ભાન કરાવશે ત્યારે એવા શબ્દો એને કારી ઘા જેવા લાગશે અને એમાથી સાર ન ખેંચતા, ઊલટી ઘૃણા કરશે અને એ વ્યક્તિ પર એને અણુગમો ઉત્પન્ન થશે આ વાત હજૂ આટલેથીય ન અટકતા, આગળ વધશે. એટલે એને જે વ્યકિત ગમશે એનુ બધુય સારૂં માનવા માડશે, તથા પ્રસગ પડે કે, તરત કોઇપણ રીતે એનુ ઠીક કેમ લાગે એ માટે એ અનર્થો પણ કરશે, વળી જે વસ્તુ એને વિષે પોતે નહિ જાણતો હોય તે પણ બોલીને અથવા હોય એમા ઉમેરો કરીને સારી બાજુ રજુ કરવામા અસત્‌નો આશરો લેશે, પણ જેના પ્રત્યે અણુગમો છે, એને તો પાછો કેમ પાડુ ? એવા દાવપેચ ગોઠવવામાં જ પ્રસંગે પ્રસગે એનુ મન તૈયાર થઇ જશે. આમ ચિત્તનો વેગ દ્વિધા થઇ જવાથી મધ્યવર્તીપણામા તટસ્થપણામા અથવા આત્મસ્થિરતામા હાનિ પહોંચે એ દેખીતુ જ છે

હવે એને જ બદલે મનગમતા શબ્દો સાભળતી વખતે જેનો આત્મા સાવધાન હશે, તેને એ શબ્દો સાભળાથી અભિમાન તો નહિ જ થાય, પણ ઊલટુ વધુ જાગૃતિ અને ઉત્સાહ આવશે, કારણ કે એ પોતાના આતરિક અને બાહ્ય, બન્ને જીવન સાથે સાભળેલા શબ્દોને સરખાવશે અને એમ સરખાવવાથી એને ઊણુપનો વધુ ને વધુ ખ્યાલ આવવા લાગશે આથી એને એ શબ્દો પર કે શબ્દ બોલનાર વ્યકિત પર મોહ થવાનુ કારણુ

નહિ રહે. મોહ થવાના જેટલા પ્રસંગો જિતાયા એટલી એ સાધકની જિત થવાથી સ્ખલનો ઓછાં થશે અને એમ છતાંય કોઈ ભૂલ બતાવનાર નીકળે તોય એને એથી ઘૃણા નહિ થાય. આમ થવાથી એની વૃત્તિમાં આવેશ નહિ આવે અને એ ભૂલ બતાવનારની જિજ્ઞાસાને પ્રેમપૂર્વક તૃપ્ત કરવા તત્પર રહેશે પરંતુ એમ છતાં એ ભૂલ બતાવનાર પોતાનું મન્તવ્ય બદલે કે ન બદલે તેનો એને કશોય હર્ષશોક નહિ થાય માત્ર પોતાના અંતઃકરણના વધુ ને વધુ મંથન દ્વારા તે એ બધી ચર્ચા, કથન વગેરેમાંથી કંઈ ને કંઈ પ્રેરણા મેળવશે અને એ રીતે એ પ્રસંગમાં પોતાને પડેલો શ્રમ અને અપેલા સમયનો સાચો લાભ ઉઠાવશે. જે રીતે શબ્દ શ્રવણમાં, તે જ રીતે રૂપદર્શનમાં. જેમકે કોઈ સારું વસ્ત્ર કે વસ્તુ મળી તોય, એ મોહ નહિ પામે, તેમ આંખને ન ગમે તેવું મળ્યું છતાં જે કાર્યને માટે એની જરૂર હતી તે કાર્ય સર્યું એટલે બસ એમ ધારી એ વસ્તુ પ્રત્યે એને ઘૃણાય નહિ થાય! એ જ રીતે સુગંધ કે દુર્ગંધ આકસ્મિક હોય ત્યાંય પોતાની સ્થિરતા ગુમાવી નહિ બેસે વળી ખાદ્યને પોતે સ્વાદ ખાતર નથી ખાતો પણ જીવનશક્તિના સિંચન માટે રસની ખાતર ખાય છે એવું એને સ્મરણ હોવાથી એ પદાર્થના રસોને એવી રીતે નહિ ભોગવે કે જેથી આસક્તિ થાય! આ જ રીતે શય્યા વગેરેની કોમળતા કે કર્કશતામાં પણ તે તટસ્થ રહેશે.

આવા સ્થિતપ્રજ્ઞની કોઈપણ પ્રવૃત્તિ કોઈનેય અકલ્યાણકર નહિ હોય! ઊલટી પોતાને અને જગતને કલ્યાણકર જ હશે.

માટે જ સાધક પ્રાર્થે છે કે :-

**" પંચ વિષયમાં રાગદ્વેષવિરહિતતા "** જોઇએ..!

અર્થાત્ વિષયોમા આત્યતિક વિરકતવૃત્તિ જોઇએ, કારણ કે વિષયો તો જ્યા લગી ઇદ્રિયો છે ત્યા લગી વળગેલા જ છે અને રહેવાના કદાચ થોડા વખત માટે ઇદ્રિયોથી એમને અળગા રાખી શકાય, જેમકે " **विषयाविनिवर्त्तन्ते मिराहारस्य देहिनः** " પણ વિષયો ટળ્યા છતા, આસકિત ન ટળી તો બહાર દેખાતા મટી જશે પણ કલ્પનામા તો આવીને ખડા જ રહેવાના .!

એટલે જ એ ફલિત થાય છે કે વિષયોનુ બધન ટાળવા માટે વિષયો પરત્વે અત્યત વિરાગભાવ જાગવો જોઈએ, વિરાગ ભાવ જાગૃત થતા પહેલા, અથવા વૈરાગ્યને દૃઢ કરવા રૂપ અભ્યાસની ખાતર વિષયોથી ઇદ્રિયોને વેગળી જરૂર રાખવી પડે, પણ એમ છતાય ત્યાગ પછી જો વિષયોની આસકિત ઓછી કરવાનો લગારે પ્રયત્ન ન થાય તો એ ત્યાગના રૂપમાં એવો ત્યાગ પરિણમે

સારાશ કે વિષયો પોતે દૂષિત નથી, પણ મનમા રહેલી આસકિત જ વિષયોમા દૂષણ જન્માવે છે અને ઇંદ્રિયો દ્વારા વિષયોનુ સેવન કરાવી જીવનમા દૂષણો વધારે છે

આ દૃષ્ટિએ જ જ્ઞાની પુરુષોને માટે, " હોત આસવા પરિસવા નહિ ઉસમે સદેહ " (શ્રીમદ્) ઉકિત ઘટે છે

કારણ કે વીર્યને વધારવા માટે જ એ પદાર્થોનો ઉપયોગ કરતા હોય અને પરમાર્થ કાજે જ એમની સર્વ પ્રવૃત્તિઓ હોય !

પરતુ આવુ હોવા છતાય, સાધક દશામા એક એવો શત્રુ છે કે, જે ઇદ્રિયોથી ન ઠગવા છતાય અને મનને કાબૂમાં

રાખવા છતાય, સ્થિર મકાનને જેમ ધરતીકપનો આચકો હલમલાવી દે, તેમ મનને ખળભળાવી દે છે તે શત્રુનું નામ છે, પ્રમાદ માટે જ કહે છે કે —

"પચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો;"

એ પાચ પ્રકારે પી તા પ્રમાદથી મન ક્ષુબ્ધ ન બને એવી દશા બરી રહેવી જોઈએ એમ ન હોય તો આત્મસ્થિરતાનું મકાન ગમે તેવું બાધુ ટકે તેવું બાધ્યુ હોય તોય, મનના ધરતી કપે પડી જવાની દહેશત રહે જ

**પ્રમાદના મુખ્ય અને અતર્ગત પ્રકારો —**

મદ, વિષય કષાય, નિદ્રા અને વિકથા એ પ્રમાદના પાંચ મુખ્ય પ્રકાર છે મદ એટલે અભિમાનજન્ય અહકાર એને જ માવનાશ બાહ્યનિમિત્તો આઠ પ્રકારના છે જાતિ, કુળ, બળ, રૂપ, તપ, વિદ્યા લાભ + અને ઐશ્વર્ય × મૂળમા જ જો ગુમાન

---

● તપમા ત્યાગ, જપ, ભજન, ધ્યાન, આદિ બધા સાધન લગના અગોનો સમાવેશ થાય છે કર્યું કરૂ છુ ભજન આટલુ, જ્યાત્યા વાત કરાય નહિ, હુ મોટો મુજને સહુ પૂજે એ અભિમાન ધરાય નહિ એ કડીનો એ જ કથિતાશય છે

+ધારેલી બાજી સફળ થતા હુ કેવો હોશિયાર,' એ પ્રકારનુ ગુમાન થાય છે ત. આવા પ્રકારના ગુમાનોથી બીજા પ્રત્યેની તુચ્છભાવના અને તિરસ્કાર વધે છે અને તેટલે અંશે વિશ્વપ્રેમના સાગરથી એ માનવીરૂપ બિંદુ અતડુ પડી જાય છે અતઃ પડેલાનુય જા્ય બીજાના સહકાર વગર તો ચાલતુ જ નથી અને ફરી સહકાર સાધવા જતા ગુલામી માનસ ઘડાય છે

×ઐશ્વર્ય એટલે સહજ પચી શકે તેવો અધિકાર જે

ન હોય તો એ બધાય નિમિત્તો આત્મસાધક નીવડે છે, ને અતરમા ગુમાન હોય તો એ બધાય નિમિત્તો વિકાસમાં બાધક નીવડે છે

**ગુમાનના પ્રકારો —**

"મારો સમાજ જ સાચો, બાકી બધા ખોટા મારુ કુળ જ ઊચું બીજાં બધાય નીચા હું કેવો રૂપાળો લાગુ છુ ?"

"બીજા કરતાં હું કેવો મોટો નેતા, રાજા, રાજ્યાધિકારી, ઉપરી કે આગેવાન. આ બધાય મને પૂછીને ચાલે, નમીને ચાલે તો જ ગાડુ આગળ ધપે, નહિ તો મારા વિનાનો સાવ ધબડકો !"

આવા આવા પ્રકારના અભિમાને આગળ વધતો આત્મા ગબડી પડે છે, તેથી એને પ્રમાદનુ પ્રથમ અગ ગણાવામાં આવ્યુ છે વિચાર વાણી અને વર્તનમા ઉદ્ધતાઇ, ઉડાઉપણુ, ઉછાછળાપણુ અને સ્વચ્છદ આવતા, પરિણામે કા તો એ પદ ગુમાવવાનો વખત આવે છે અને નહિ તો એ પદ એને સતોષ આપવાને બદલે અસતોષ વધારનારૂ થઈ પડે છે. શિક્ષણ, સાધન અને અધિકાર મળવા છતા, જેઓ દુખી છે કે રહે છે, તેનુ કારણ આ છે

---

અધિકાર પામેલો જીવ સાચે જ એ અધિકારને લાયક ન હોય તો એ અધિકાર ઝાઝો વખત ટકતો નથી અને જેટલો વખત ટકે છે, તેટલો વખત પણુ પોતાનુ અને વિશ્વનુ અનિષ્ટ વધારે જ છે જો તે સાચે જ સહજ અધિકારી હોય, તો તેને જેટલો મોટો અધિકાર હોય, તેટલો જ તે વધુ નમ્ર હોય !

પ્રમાદનું બીજું અંગ વિષય છે. અહીં જે વિષયનો નિર્દેશ છે તે વિશેષતઃ વિકાર સાથે સંબંધ ધરાવે છે. આવી ઉચ્ચ કોટિયે ગયેલ સાધકે સ્ત્રી માત્ર પ્રત્યે માતૃભાવની દૃષ્ટિ સ્થિર રાખવાનું વ્રત લીધું હોવું જ જોઇએ! તેથી તે પોતાની પરિણીત સ્ત્રી સાથેય વિકૃત સંબંધ ન રાખી શકે તો પછી અન્ય કોઈની સાથે તો ન જ રાખી શકે એ દેખીતું છે, પરંતુ આમ છતાંય જ્યાં લગી સ્ત્રી અને પુરુષ બન્નેની અભિન્ન એકતા સાધકની મનોમય ભૂમિકામાં દૃઢ ન થાય ત્યાં લગી પૂર્વે ભોગવેલા શરીરસ્પર્શજન્ય સુખની લાગણીના સંસ્કારો ખરી ન પડેલા હોઈ બાહ્યમન નિવૃત્ત થાય કે લાગલા જ કોઇને કોઈ નિમિત્ત દ્વારા પોતાનું ઊંડું બહાર કાઢે છે અને મનને ક્ષુબ્ધ કરી મૂકે છે, માટે એને પણ પ્રમાદનું અંગ જ ગણી શકાય. પ્રમાદ એટલે આત્મ સ્ખલન. જે જે આત્માને ઠગાવે તે તે પ્રમાદના અંગ ગણાય.

જનનેન્દ્રિયના સ્પર્શજન્ય સુખનો સંસ્કાર ઠેઠ આત્માના મૌલિકસ્તર સુધી ગાઢ રીતે પહોંચતો હોઇ તે સંસ્કારની અસર તેટલી જ વધુ પ્રમાણમાં નિબિડ અને ઊંડી હોય છે. એટલે આગળ વધતા સાધકને જેટલું એ શલ્ય પીડે છે, તેટલું બીજી ઇંદ્રિયોના વિષયો પીડતા નથી એ કે બધી ઇંદ્રિયોના વિષયો એક બીજાના નિકટ કે જરા દૂરના સગી તો છે જ પણ એનો

+ આ માટે જૂઓ, નિકટ દીસતાં આગરપણે,
પરંતુ બન્નેમાં સમરૂપ જ માટી નથી સ્ત્રીક
અહા એવી અવી, સકળ નરનારીતણી ઘડી
બધામાં રાજે છે સમરૂપ સદી આત્મદીવડો.

સબધ રાજા અને રાજદલ જેવો છે જેમ રાજદલ સાથે લડવાનો હેતુ, રાજાને જિતવા પૂરતો છે રાજા જિતાઇ જાય તો એ બધા સ્વય જિતાઈ જ જાય છે

"એક વિષયને જિતતાં, જિત્યો સૌ સસાર;
નૃપતિ જિતતાં જિતીએ, દળ, પૂર ને અધિકાર"
"શ્રીમદ્"

કષાય, એ પ્રમાદનુ ત્રીજુ અગ છે અપ્રમત્ત દશામા આગળ ઉત્તરોત્તર વધતા નિર્ગ્રંથ સાધક વિકાર ઉપર સર્વોપરી કાબૂ મેળવી શકે છે, પણ તોય કષાયનો અશ ઠેઠ બારમા ગુણસ્થાનકે ન પહોચે ત્યા લગી રહી જાય છે અને તેને લઇને જ ઉપશમ કોટિની વિકાસશ્રેણિથી વિકાસ પામેલો જીવ, ઠેઠ અગિયારમા ગુણસ્થાનકથી પણ ઉત્તરોત્તર ક્રમે ક્રમે પડીને ઠેઠ કેવળ–અજ્ઞાનીની કોટિમા મૂકાઈ જાય છે કષાય અને નોકષાય મળીને ચારિત્ર મોહનીયના પચ્ચીસ પ્રકારો છે,× પણ તે સર્વનુ મૂળ મોહ છે અજ્ઞાન ગયા પછી દૃષ્ટિનો મોહ ટળે છે, પણ એ નિર્મોહતા જ્યા લગી વિચાર, વાણી અને વર્તનમા સાગોપાગ અને સહજ ન ઉતરે, ત્યા લગી જીવ સાધક દશામા રહે છે, એટલુ જ નહિ બલ્કે અસાવધાનતાથી એનુ પતન પણ કરે છે જો કે જે સાધકનુ જ્ઞાન ઊંડું× ને નક્કર હોય છે, તે સાધક પતન પામતા, પહેલા જ

---

× આ વિષે અગાઉ વિગતવાર કહેવાઇ ગયુ છે

× ક્ષાયિક સમકિતી જીવને આ બીના લાગુ પડે છે બાકી ક્ષયોપશિક ભાવે રહેલો જીવ તો માત્ર ઉપસ્થિત થતી ઘટનાઓને જ

થતી જાય છે પરંતુ એનેય થોડકથી તો સતત રાખવી જ પડે છે.

નિંદા એ પ્રમાદનું મોટું અંગ છે.

એકનો પોતાને ભાસેલો દોષ, બીજા આગળ ઉઘાડો કરી એને (આગલાને) હલકો પાડવો એ નિંદાનું સ્થૂલ સ્વરૂપ છે. આથી દૂષિત વ્યક્તિનો દોષ ઘટતો નથી અને એ દોષનો ચેપ નિંદા કરનાર અને નિંદા સાંભળનારને લાગે છે, એટલું જ નહિ પણ એને લીધે ઝેરીલું વાતાવરણ વ્યાપક થઈ અનેક સદ્ગુણોને મારી નાખે છે તેથી કહ્યું છે કે :—

"નિંદાસમું કોઈ અનિષ્ટ નથી" નિંદકનું અજ્ઞાન જ એને આ અનિષ્ટ કાર્ય ગણાવી એ ઝેર પીવડાવે છે. જ્યાં જ્યાં આળસુપણું અને અજ્ઞાનતા હોય, ત્યાં ત્યાં નિંદાની વેલ વધુ પાંગરવાની. જ્યાં ઉદ્યોગશીલતા અને વિચાર હોય છે; ત્યાં આની અસર ઓછી પહોંચે છે. આ નિંદાના સ્થૂલ અને સ્થૂળ સ્વરૂપની વાત થઈ. અહીં જ વક્તવ્ય છે તે સૂક્ષ્મનિંદાવિષયક છે. પોતાથી બીજાના વર્તન, વાણી કે વિચાર હલકાં છે એવો ખ્યાલ આવે કે નિંદાના પગરણ થઈ ચૂક્યાં અથવા તો પોતા કરતાં બીજો મનના અનુકૂળતામાં પ્રમાણમાં વિચારમાં વાણીમાં કે શક્તિમાં આગળ વધી જાય છે અને પોતે પોતાની અશક્તિ

કે મિથ્યાભિમાનથી એ જોઇ શકતો નથી, ત્યાં પણ પ્રથમ ઇર્ષ્યા, અસૂયા અને દ્રોહાદિ જન્મી નિંદાનુ જોર જામે છે. નિંદા એ ન દેખાતી મહાહિંસા છે આ નિર્દય રાક્ષસી આત્મરસને ચૂસી લે છે, માટે જ એનો પ્રમાદના ચોથા અગમા સમાવેશ કર્યો છે

વિકથા એ પ્રમાદનુ પાચમુ અગ છે (૧) ભોજય પદાર્થોની કથા (૨) સ્ત્રીઓની લાવણ્યચેષ્ટાની કથા.* (૩) પરિગ્રહ અથવા વિલાસી સાધનોની કથા. તથા (૪) લડાઈની કથા

જેમ કે—"આજ તો શુ મજાનુ શાક થયું છે! અને રાયતુ તો જુઓ કેવું સ્વાદિષ્ટ!"—"તમારા ફલાણા શુભ પ્રસગે અમે શીખડપૂરી બનાવવાના"—આવા આવા પ્રકારની ખાતી વેળાએ કે બીજી વખતે વાતો કરવાથી કે સભારવાથી સ્વાદેન્દ્રિયની આસક્તિમા મોટો ઉમેરો થાય છે અને સ્વાદેન્દ્રિય સાથે જનનેદ્રિયનો સબધ હોઈ તેટલે અંશે એને પણ ઉત્તેજન મળે છે.

"અહો જુઓ તો ખરા! પેલા મારા વાલીડાએ કેવો રૂપાળો બગલો બધાવ્યો, કેવા સાધનો વસાવ્યા!" આવા આવા વર્ણનથી કે સ્મરણથી પરિગ્રહ અને વિલાસના સુષુપ્ત સસ્કારો જાગૃત થઈ સયમને બદલે અસયમને માર્ગે દોરે છે વિલાસી સાધનોનો વપરાશ પણ વિકારવૃદ્ધિમા ઉમેરો તો કરે જ છે

---

*સ્રીના ગીતોનુ, અભિનયોનુ કે સુદરતાનુ વિકારવર્ધક વર્ણન કરવુ કે સ્મરણ કરવુ તે સ્રી સબધી વિકથા છે, જે રીતે સ્રીનુ વર્ણન પુરુષને લાગુ પડે છે, તે જ રીતે પુરુષનુ વર્ણન સ્રીને લાગુ પડે છે.

એજ રીતે "કલાક્ષોભ, કલાપાને જિતી ગયો, કલાક્ષો હાર્યો" એમાં પણ "હે શું કહો છો!" એમ કરી વૈર, ક્રોધ, આવેશ, કુતૂહલ હાસ્ય શોક કે ભય માનવી પોતાની મેળે જન્માવે છે

એક યા બીજા પ્રકારે પ્રમાદના આ પાંચે અંગો આત્માના રવિને ઢાંકી દે છે એના અનંત વીર્યને ધૂળ જેવું કરી કાયર અને પામર બનાવી દે છે આ બધાનું મૂળ મોહ છે હવે આગળ વધતાં કહે છે કે

"દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધવિણ"

અર્થાત્ વિષયો પ્રત્યે અત્યંત વિરક્તિ હોવા છતાં કેવળ નિર્મોહી થવામાં જેમ પાંચ પ્રમાદો દ્વારા થતા મનનો કોલાહલ રોધક બને છે તેમ પ્રતિબંધ પણ પ્રેમપ્રવાહને સર્વ વ્યાપક થવા દેતા નથી અને આત્મસ્થિતિને ટકવા દેતો નથી. તે પ્રતિબંધ ચાર પ્રકારનો હોય છે (૧) દ્રવ્યનો (૨) ક્ષેત્રનો (૩) કાળનો અને (૪) ભાવનો જેમ કે મને અમુક જ વ્યક્તિ, મકાન કે વસ્તુ હોય તો ફાવે. નહિ તો હું વિકાસ ન સાધી શકું મને અમુક જ ક્ષેત્ર કે કાર્યક્ષેત્ર ગમે છે બીજું નહિ. અમુક જ વખતે હું અમુક જ કરી શકું અમુક ભાવોમાં કે સંયોગોમાં જ હું આમ કરીશ કે આ સત્ય આચરીશ. વગેરે, વગેરે" જો કે ઉગતા સાધકને પ્રાથમિક દિશામાં આવું દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવનું અવલંબન સાધક રૂપ નીવડે છે આગળ વધેલા સાધકોને પણ એ બંધન નડશે ખરા આમાં કહિતાશય નથી, અહીં

કથિતાશય એ છે કે, એને એ બંધનકારક ન નીવડવું જોઇએ×

જે સ્વપરના વિશેષ ઉત્કર્ષનું કારણ ભાસે અને યથાર્થ એમ જ હોય, એવો જિનાજ્ઞા અને ઊંડા આત્મચિંતનથી નિશ્ચય થાય તો તે કારણને કોઇ પણ ભાવોના બંધન વિના કાર્યપરિણત કરી શકાય, આવી અપ્રતિબદ્ધ દશાનું આ ચિત્ર છે.

પણ એ અપ્રતિબદ્ધ દશાનું આચરણ કે વિચરણ કેવું હોવું જોઇએ? એની સ્પષ્ટતામાં કહે છે કે –

### "વિચારવું ઉદયાધિન પણ વીતલોભ જો"

બંધનરહિત વિહાર, જોઈએ તો અંદરનો હોય કે બહારનો હોય, પણ તે :–

### (૧) ઉદયાધિન હોવો જોઇએ! ×

ઉદયાધિન એટલે સહજ સ્ફુરેલો વળી એ સહજ સ્ફુરણ કે આંતરધ્વનિ સત્ય જ છે કે મિથ્યા? એનું પ્રમાણ

---

× શ્રમણ ભગવાન મહાવીરને જ્યાં અને જે દશામાં અમુક ક્ષેત્ર, અમુક કાળ અને અમુક ભાવ પ્રતિબંધક નીવડવાનું ભાસ્યું ત્યાં અને તે દશામાં એમણે અપરિચિત સ્થળોમાં, અપરિચિત વ્યક્તિયો વચ્ચે અને અનેક સંયોગો વચ્ચે, અનિયતકાલીન અપ્રતિબદ્ધવિહાર આદર્યો અને જે દશામાં એ બધું પ્રતિબંધક નહોતું નીવડ્યું ત્યાં પરિચિત સ્થળોમાં પરિચિત વ્યકિતયો વચ્ચે અને પરિચિત ભાવોમાં બાર બાર ચોમસા ગાળ્યાં

× "ઉદય" વિષેનું વિશેષ વિવેચન અગાઉ થઈ ચૂક્યું છે.

એ કે જે उद्+अय्+अ એટલે કે ઊંચે લઈ જનાર દેખાતુ હોય કે વાસ્તવિક રીતે તેમ જ હોય છતાય આવા નિર્ગ્રંથ સાધકે તો એનાથી પણ ચેતવું ઘટે છે, કારણ કે પ્રતિષ્ઠા કે એવો કોઈ પણ પ્રકારનો લોભ સૂક્ષ્મ રીતે પણ રહ્યો હોય તો તે એક ગાઠ છોડાવી બીજી ગાઠોથી બાધી લે છે એટલે જ આગળ વધતા કહ્યુ કે – ઉદયાધિન તો ખરુ પરતુ

(૨) સાથે એ વીતલોભ એટલે કોઈપણ પ્રકારની આકાક્ષા કે લાલસાથી વિરહિત હોવું જોઇએ

જેનાથી કર્મોના ફળ માત્રની કામના છૂટી ગઈ છે અથવા જે પોતાની જાતને વીતરાગચરણે કે વીતરાગના મુક્ત ઉપાસક ગુરુચરણે સમર્પી આત્મસિધુમા ઓગળી ગયો છે તેને આવી સહજ દશા સ્વાભાવિક છે

અહો ! ! ! એવો અપૂર્વ અવસર ક્યારે આવશે ?

✿

: ઉપસહાર

ઉપરની પાચ કડીમા જૈન દૃષ્ટિએ વિકાસક્રમના ચૌદમાંહેના છઠ્ઠા ગુણસ્થાનકનો સબધ હતો. અહીં મુખ્યત્વે સાતમાનો સબધ છે હવે પછીની આઠ કડી સુધી સાતમાથી માડીને બારમા ગુણસ્થાનક સુધીની સકલના રહેશે.

સાતમાથી અગિયારમા સુધીના ગુણસ્થાનો, મનઃ પરિણામની ધારાઓ છે તેમની વધુમા વધુ સ્થિતિ પણ મુહૂર્ત જેટલા કાળ કરતાય જૈન આગમોએ ઓછી બતાવી છે

એટલે બારમે પહોચ્યા સુધી પતન અને વિકાસ-ભરતી અને ઓટ-વચ્ચે સાધનાજીવન ડોલતુ હોય છે, એમ છતા ત્યાં પણ આતર દિશાની તરતમતા હોવાથી એની જુદી જુદી કક્ષાઓ કાયમ કરવામા આવી છે

સાતમા ગુણસ્થાનકમા ક્રોધને સર્વથા અભાવ થાય એટલે કે આવેશને કારણે એનુ પતન સભવતુ નથી પરંતુ માન, માયા અને લોભના અકુરાઓ રહેલા હોય છે, એ જ રીતે "હુ સ્ત્રી છુ કે પુરુષ છુ" એવા વેદનપૂર્વકનુ ભાન કે જે જાતીય આકર્ષણના કારણરૂપ છે, તે પણ કહ્યુ હોય છે હાસ્ય રતિ, અરતિ, ભય, શોક જુગુપ્સા એવા એવા ભાવો પણ એને સ્પર્શી જાય છે.

આઠમામા માન ગળી જાય છે નવમામા માયા અને વેદભાન બન્ને એકી સાથે ટળે છે દશમામા સૂક્ષ્મ લોભ જ માત્ર રહે છે બાકી બધુ દૂર થઇ જાય છે અને તેણે જ કરીને જો ઉપશમ શ્રેણીવાળો જીવ હોય તો, અગિયારમાં ગુણસ્થાનની ભૂમિકાને સ્પર્શીને તુરત જ પતનના ચક્રમા પાછો ફરે છે અને નહિ તો (ક્ષપક શ્રેણીવાળો હોય તો) અગિયારમે ન જતા દશમાથી સીધો બારમા ક્ષીણમોહના ગુણસ્થાનની ભૂમિકામા પ્રતિષ્ઠિત થાય છે પ[illegible]થી પતન સભવતુ જ નથી અને અત-મુંહૂર્ત જેટલા કાળમા જ વીતરાગતાની પરાકાષ્ઠા સાધી તે આત્મા પોતાના સહજ સપૂર્ણજ્ઞાન-કેવળજ્ઞાનને પામી જાય છે.

આવી સિદ્ધિ હાસલ કરવા માટે સયમના હેતુઓ કે પ્રભુભક્તિ અર્થે લેવાતા કે મળતા પદાર્થોમા પણ વાપરતા પહેલાં, વાપરતી વેળાએ તથા વાપર્યા પછી આત્માસુરતામા ભગ ન પડે,

તેટલુ પ્રતિપળે સાધવા રહેવું જોઈએ+ વર્તનમા, વાણીમા કે વિચારમા પાચ પૈકીનો એક પણ પ્રમાદ મનને ડગાવી ન દે એની ચોકી રાખવી જોઈએ ( કારણ કે મન ટૂચ્ચે બહુ જ દૂર થવાનો ભય રહેલો છે ) તથા પોતાની વિકાસકક્ષા પ્રમાણે ભાસતા સત્યને યથાર્થ રીતે કસી લીધા પછી કોઈપણ દ્રવ્ય, કોઈપણ ક્ષેત્ર, કોઈપણ કાળ કે કોઈપણ ભાવના બધનમાં સપડાયા વગર કોઈપણ પ્રકારની લાલચની પરવા રાખી થવ્યા વગર અસ્ખલિત રીતે આચરવા તત્પર રહેવું જોઈએ.

ક્રોધ પ્રત્યે તો વર્તો ક્રોધસ્વભાવતા,
માન પ્રત્યે તો દીનપણાનું માન જો,
માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની
લોભ પ્રત્યે નહિ લોભ સમાન જો× (૭) અપૂર્વ

અર્થ (અપ્રમત્ત દશામા રહેલા સાધકના પગથિયાંનું પ્રદર્શન અહી ક્રમે ક્રમે થાય છે ) ક્રોધ તરફ જ સહજ રીતે

---

+ આ માટે જ પાચ સુમિતિ અને ત્રણ ગુપ્તિ સ્વરૂપ આઠ પ્રવચનરૂપી માતા શ્રમણ સાધકનું રક્ષણ કરવા નિયત કરી છે (જુઓ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન ૨૪)

× કલ્યાણ મદિરના કર્તા આચાર્યશ્રી, વીતરાગદેવની સ્તુતિ કરતા ઉત્પ્રેક્ષા અલકારામા એક ઉક્તિ એવી કહે છે કે હે પ્રભુ ! ત ક્રોધને તો પ્રથમ હણ્યો–એટલે ક્રોધ પ્રત્યે તો ક્રોધ દર્શાવ્યો પણ ક્રોધ હણાઈ ગયા પછી બીજા શત્રુઓને શી રીતે જિત્યા ? કારણ કે ક્રોધ સિવાય જગ કેમ જીતાય ? એ રહસ્યતાનો અહી સુદર ઉકેલ છે

ક્રોધ થાય, અર્થાત્ અક્રોધપણુ સ્વાભાવિક જ બની રહે! માન તરફ દીનપણાનું માન થાય, અર્થાત્ માનમા અક્કડતાનુ માન (અક્કડપણાનો આદર) હોય છે, એને બદલે અત્યત નમ્રપણાનું માન (અત્યત નમ્રતાનો આદર) થાય! માયા તરફ સાક્ષી ભાવની માયા થાય, અર્થાત્ (સાસારિક) માયા (કપટ)માં સાક્ષીભાવ (તટસ્થભાવ)ની માયા (પ્રીતિ) ગુમાવવી પડે છે, તેને બદલે સાક્ષી ભાવની જ પ્રીતિ લાગે! અને લોભ તરફ લોભ જેવું ન થવાય, અર્થાત્ લોભ જેમ બીજાને લોભાવીને પોતા પ્રત્યે ખેચે છે, તેમ આત્મા શુભ કે અશુભ કોઈપણ સાસારિક ભાવને પોતે ન ખેચે છતા પૂર્વના અધ્યાસે શુભાશુભ ભાવો ખેંચાઇ આવે તોય પોતે નિર્લેપ દશામા (અલુબ્ધભાવમા) રહે!

અહો મારા અંતર્યામી! આવી દશા કયારે થશે?
એ પરમ પુનિત પળ કયારે આવશે?

**વિવેચન** :– ઉપરની કડીમા રાગ, દ્વેષ, તથા પ્રમાદની સમુચ્ચયરૂપે વાત હતી. અહીં કેવળ કષાયોને લગતી ચર્ચા છે. "છઠ્ઠીથી માંડીને તેરમી"–એમ આ આઠે કડીઓ મહારણ-સંગ્રામની સૂચક છે. જ્યારે સામસામેના વિજયગર્વિષ્ઠ મહારથીઓ સામસામે આવી લડે છે, ત્યારે તો જગ ચડીનુ સ્વરૂપ ધરે છે સામાન્ય સૈનિકો સાથે સામાન્ય સૈનિકો લડતા હોય, ત્યા લગી લોહીની નીકો ચાલી જતી હોય, તોયે આટલુ જબરૂ ઝનૂન બે પક્ષ વચ્ચે નથી હોતુ, જેટલુ કે મુખ્ય સેનાનીઓ જ્યારે સ્વયં ઝૂકી પડે છે, ત્યારે હોય છે! આનુ કારણ તો એ છે કે હવે જ વિજયમાળા લઈને દેવીઓ ઊભી હોય છે, કે કોને આરોપવી?

એમ જ આવે વખતે ખરાખરીનો ખેલ હોય છે બરાબર એ જ દશા આ આંતરયુદ્ધમાં અહીં થાય છે

રાગ અને દ્વેષના ચાર—ક્રોધ, માન, માયા, અને લોભરૂપ સેનાનીઓ સાથે હવે આત્માને પોતાની સર્વ શક્તિઓ વડે એક વાર લડી લેવાનું હોય છે જે આત્માએ મૂળથી જ શુદ્ધજ્ઞાન અર્થાત્ ક્ષાયિકસમકિત× મેળવ્યું હોય છે એના પક્ષમાં જિતની લગભગ વકી છે અને એ જ દશામાં જો એ પૂર્ણ સંયમ અને અપ્રમત્તતાના શસ્ત્રથી ક્રોધને જિતી ગયો તો પછી ક્રમે ક્રમે સર્વોપર વિજય મેળવીને જ વિરમે છે અર્થાત્ આઠમે ગુણસ્થાનેથી જે જીવ ક્ષપક શ્રેણિમાં ગયો એ અવશ્ય જિતવાનો! એમ આધ્યાત્મિક વિજ્ઞાન શાખેશાખા એમ સાખી દે છે

પણ એને ગળે વિજયમાળા આરોપતા પહેલા એની દશા કેવી છે? તે જોઇએ —

ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધસ્વભાવતા,"

અહીંથી પહેલી નજર આવે છે ક્રોધનો અને એ તો સ્પષ્ટ જ છે કે ક્રોધ જ વહેલામાં વહેલો ખુલ્લો પડી જાય છે ક્રોધી માણસ ભાગ્યે જ વધુ વખત પોતાનું સ્વરૂપ છુપાવી શકે! એનું માનસિક બંધારણ, અને આકૃતિ અને એની ખાસિયતો, એ કેવો છે? તે જોવા માટે આરસીની ગરજ સારે છે આ રીતે આગળી નજરતાથી માન માયા કે લોભની કસોટી નહિ થાય!

× ક્ષયોપશમ ઉપશમ અને ક્ષાયિક એ સમકિતના ત્રણ ભેદ છે ક્ષયોપશમનને લગતી બીના જણાઈ આવી ગઇ છે ત્રણેનો વધુ વિસ્તાર ... વાંચવો

ક્રોધ, માન, માયા અને લોભના તાત્વિક લક્ષણો અને
## એમની મુખ્ય અસરો

આવેશ, રોષ કે જુસ્સો એ ક્રોધનુ મૂળ લક્ષણ છે. સકુચિતતા એ માનનુ મૂળ લક્ષણ છે અસ્પષ્ટતા એ માયાનુ મૂળ લક્ષણ છે. પરવશતા એ લોભનુ મૂળ લક્ષણ છે આ રીતે જોતા એ ચારેના બે જોડકા બને+

પહેલાં જોડકાનો સમાવેશ રાગમા અને બીજાંનો દ્વેષમાં થઈ થકે છે।

સસારનુ મૂળ લોભથી શરૂ થાય છે આ ઘટનાને બૃહદારણ્યક ઉપનિષદમા બહુ સુંદર રીતે વર્ણવી છે×

માની લો કે એક પદાર્થ પ્રત્યે આપણે ખેચાયા હવે એ પદાર્થ પર આપણા હરીફ પણ ખેચાયા આથી જ એ પદાર્થને પહેલી જ તકે લેવાની આપણામા લાલસા જાગવાની આવી લાલસા આપણને મિત્રો સાથેની સ્પષ્ટતામા ડખલ કરે એ તો દેખીતુ જ છે આ વાતને તેઓ ન જાણે માટે આપણે કપટનો આશરો લઇશુ કદાચ પૂછશે તો વાતને ટાળી દઇશુ અથવા

---

+ હાસ્ય (કુતુહલાત્મક હાસ્ય), સુખ, દુ ખ, ભય, ઘૃણા, શોક અને વિકારનું વેદન એ બધાની અસરો "નોકષાય" રૂપે અર્થાત્ કષાયોથી ભિન્ન દેખાવા છતા એમના જેવી જ થાય છે

× सोऽकामयत एकोऽहंवहुस्याम्, स तेन तपो अतप्यत;
અર્થાત્ એણે કામના કરી કે હું એકમાથી બહુ થાઉ અને એણે તપ કર્યું, અને સસાર થયો.

વિશ્વાસઘાત કે પ્રપંચ કરીશું અને પેલા પદાર્થની ચિંતામાં આપણે આપણી વિશાળતાનેય ભૂલી જઈશું એટલે જે એ પદાર્થને આપણી પાસે આવતો કે આવેલો જાણીશું કે જોઈશું ત્યારે આપણને ગર્વ થશે અને એ ગર્વને લીધે આપણે આપણો ભ્રમ નેવે મૂકીશું અથવા માનો કે આ હરીફાઈમાં બીજા ફાવી ગયા અને આપણે રહી ગયા તો એ અંગત મિત્ર હોય કે બીજો કોઈ હોય; પણ આપણે એના ઉપર ક્રોધની વૃષ્ટિ વરસાવીશું આ જાતનો સર્વનાશનો ક્રમ છે એવું જ બીજું દૃષ્ટાંત—આ ત. એક સારી વાતને બીજા પર ઠસાવવાનો લોભ થયો એટલે કે "આ મારી સુંદર વાત મારા ગણાતાએ માનવી જ જોઈએ એવો (પોતાની જાત પ્રત્યે થવો જોઈએ તેને બદલે) બીજા પ્રત્યે આગ્રહ થયો." એથી એ કેવી રીતે માને તે વિચાર આવ્યો, ને તેવો વિચાર આવતાં એવી ઢબમાં એ વાત બીજા પાસે મૂકાઈ કે જેથી કેટલુંક છપાવવું પડ્યું+ એટલે માયા થઈ પછી તે વાત એમાંના અમુકે માની એટલે એનું અભિમાન થયું અને જેમણે ન માની તેમના પ્રત્યે અણગમો કે આવેશ થયો× આ રીતે આ ચારેય એકેક એકમેક સંકળાયેલ છે

कोहो पीइ पणासेइ । माणो विणयनासणो ।
माया मित्ताणि नासेइ, माहो सव्वविणासणो ॥

ક્રોધ, પ્રીતિનો મન વિશિષ્ટ નીતિનો, માયા, મૈત્રીનો અને લોભ સર્વનો વિનાશ કરે છે એ રીતે સર્વનાશનું મૂળ

---

+ માયા. × ક્રોધ

લોભ છે, એ વિષે આગળ કહેવાયું છે મોહ અને લોભ એ બન્ને વેશપલટા સિવાય મૂળે એક જ છે

## અસરો

ક્રોધની અસર શરીરપર્યંત જલદી પહોચી જાય છે.
માનની અસર બુદ્ધિ અને મનપર્યંત પણ રહી શકે!
માયાની અસર હૃદયપર્યંત પણ રહી શકે!

## અને

લોભની અસર ઠેઠ આત્માપર્યંત પણ ગાઢ અને છૂપી રીતે રહી શકે! એ રીતે-એકથી બીજા વધુ સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ છે

## આ રીતે –

| | | | | |
|---|---|---|---|---|
| ક્રોધ સૌથી | પહેલો | વિદાય | થાય | છે. |
| પછી | માન | ,, | ,, | ,, |
| ,, | માયા | ,, | ,, | ,, |
| અને છેવટે જ | લોભ | ,, | ,, | ,, |

લોભને સર્વાંગ રીતે જિતી ગયા, એટલે સર્વ કંઇ જિતી ગયા પરંતુ લોભ શીઘ્ર ન પરખાય એવી ઊંડી વસ્તુ છે. શુભ કે અશુભ, સત્ કે અસત્ પ્રવૃત્તિ માત્રમા એની નિગૂઢ અસર છે. લોભ છેક ખરી ગયા પછી એની દશા કેવળ સર્વાંગે સહજ હોય. પણ આ દશા શબ્દાતીત દશા છે, એને પામવા માટે તો સત્પ્રવૃત્તિનો આદર કર્યે જ છૂટકો! સત્પ્રવૃત્તિ એટલે વાણી, વિચાર અને વર્તનમાં સત્યને વણવાની જ આત્મતલ્લીનતા, માટે જ અહીં કહ્યું કે –

### "ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધસ્વભાવતા,"

ક્રોધ તરફ જ સ્વાભાવિક ક્રોધ થાય એટલે કે આત્માને પોતાનું અભ્યપણું સહજ થાય! એ તો સ્પષ્ટ જ છે કે ક્રોધનો અર્થ આવેશ કરીએ તો આવેશ એ જ અનાત્મપણું અને એમ હોઇને જ શરીર સુધી એની મુખ્ય અસર ઉતરે છે કેટલું બધું હળાહળ ઝેર! વિદ્યા ભલે તેટલી હોય, પણ ક્રોધ આવ્યો એટલે પળવારમાં પાણી ઉતરી જાય. શક્તિ અને સુંદરતા ચાહે તેટલી તેજસ્વી હોય પણ હિંસા અને બેડોળપણું આવી જ જાય! જૈનઆગમો, માનસશાસ્ત્રનો એક ઝીણવટભર્યો સિદ્ધાંત પણ કરતા કહે છે કે નારકને ક્રોધ ઘણો હોય છે અને તેથી જ એનું શરીર તદ્દન બેડોળ અને હુંડ ધમધ હોય છે ક્રોધી મનુષ્યનું+ અંતરંગ શરીર ભાગ્યે જ એથી જુદું હશે।× આથી જ કહ્યું કે એ દશામાં સ્વભાવપણું " કાયમ રહેવું ઘટે. અહીંયાં

---

\+ એથી જ મનુષ્ય પ્રાથમિક ભૂમિકામાં ખૂબ સંકુચિત બની જાય છે પશુઓમાં પોતાના પ્રત્યેનું જેટલું મિલનસારપણું હોય છે એટલું પણ પ્રાથમિક ભૂમિકાના માનવીમાં નથી હોતું પણ ધીરે ધીરે તે ખીલે છે જેમ જેમ ખીલે છે તેમ તેમ તેટલે અંશે વ્યાપક થતો જાય છે તિર્યંચયોનિમાં આથી ઘણી. શરમ અને લાગણીના પ્રબળ તત્ત્વો એમનામાં સ્પષ્ટ હોય જ છે વસ્તુતઃ એનું અંતરંગ મન જ લાગણીપ્રધાન હોય છે સ્વભાવિક અને પ્રેરણાએ જ એનનો આહાર, નિહાર વંશવૃદ્ધિ આદિ વ્યવહાર થતો હોય છે ખનિજથી માંડીને ઠેઠ શ્વાન, ગાય, અશ્વ અને વાનરસુધી આ ઘટના તરતમતાએ દેખાય છે

× આથી બરાબર ઊલટું દેવગતિમાં હોય છે

જે કષાયોની વાત થાય છે, તે સંજ્વલન સ્વરૂપના છે× આ ક્રોધ પાણીમા પડેલી રેખા જેવો છે એમ છતા એ રેખાનુ આવી ઉચ્ચ ભૂમિકામાં રહેલ આત્માને એટલું જ અપરપાર દુઃખ થાય છે કારણ કે એ આત્માર્થીને આત્મામા ખૂચેલો આ કાટો, અગાઉ પીડતો એના કરતા ઠેઠ આત્માની પ્રશાંત સમાધિને સ્પર્શીને વિક્ષેપ પડવાથી હવે વધુ ખટકે છે જેમ કાઠો નજીક દેખાતો હોય અને ત્યારે જ હાથ થાકે કે કોઇ જીવ પકડીને હેરાન કરે ત્યારે તારૂને દુખ થાય તેમ! ક્ષમા એ ક્રોધને જિતવાનુ હથિયાર છે, એ ખરુ પણ સ્વભાવસ્મૃતિની સ્થિરતા વિના ક્રોધનુ બીજ બળતુ નથી

ક્રોધને વટાવ્યા પછી આવે છે, માનનો વારો એટલે કહે છે કે –

---

× અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની એ ત્રણ ચોકડીઓ, આ ભૂમિકામા હોતી નથી પરંતુ મૂળિયારૂપે જોઇએ તો સંજ્વલન કષાયમા અને અનંતાનુબંધીમા દ્રવ્યરૂપે કશોય ફેર નથી એ પણ કષાય છે ને આ પણ કષાય છે ફેર માત્ર કાળ, ક્ષેત્ર અને ભાવનો છે અર્થાત્ અનંતાનુબંધી કરતાં અપ્રત્યાખ્યાનીય, પ્રત્યાખ્યાનીય અને સંજ્વલનીય ઉત્તરોત્તર ઓછો કાળ ટકે છે ઓછા હેરાન કરે છે, એને સર્વ કરણો પર ક્રમવાર ઓછી ઓછી અસર ઉપજાવે છે પણ મૂળિયુ છે ત્યા લગી પણ સાધકને તે જંપવા દેતુ નથી, એ તો પ્રત્યક્ષ અનુભવની જ બીના છે

"માન મળ્યે તો દીનપણાનું માન જો;"

માન જ વિશ્વ જેવડા બ્રહ્માંડ સ્વરૂપને દેહમાં પૂરી રાખે છે ઉછળતા પ્રેમરસસિંધુને અમુક જ પાત્રમાં ગોંધી રાખે છે અભિમાની માનવી, અતડો અને અટૂલો પડતો જાય છે અને તેમ તેમ એની વિકસતી શક્તિઓનો વેગ અટકી પડે છે એક આત્માના માનવીથી માંડીને ઠેઠ સાતમા ગુણસ્થાન સુધીની ભૂમિકા પર્યંત માનવીમાં ઓછેવધતે અંશે એ શુમાનનો કાંટો રહ્યો હોય છે ગદ્ય અને કષાયોમાં માનની જે બીના આ અગાઉની કડીમા વર્ણવાઈ ચૂકી એના કરતા અહીં સૂક્ષ્મપણે રહેલા માનની બીના છે એ હદને એવો વિજેતા સાધક આ રીતે મટાડે છે

'માન મળ્યે તો દીનપણાનું માન*જો,"

અર્થાત જ્યારે એનું અભિમાન મન ઉપર અસર કરે છે કે તુરત એને એ પોતે દીનપણું, ફકીરી, નમ્રભાવના ક્ષ માનરૂપે બદલી નાખે છે દા ત એના સામે એવો વિચાર આવ્યો કે "મારો કેટલો મહિમા ગવાય છે!" કે તુરત એની સામે એ એવું આંદોલન છેડી કે—"મહિમા નાથનો હોય, ચાકરનો ન હોય! હું તો જ્ઞાની પુરુષો કિંવા વીતરાગ પ્રભુનો ચરણકિંકર છુ આ દેહનો ગવાતા મહિમા એ તો દીનાનાથનો છે, કારણ કે હું એમને શરણે સમર્પાઇ ગયો છુ "

આ વિચાર જ એને સ્વયં અપરિમેય ભાવો તરફ દોરી જશે એ એક કુદરતી નિયમ છે કે જેનો આત્મા જેટલો હળવો તેટલો જ તે ધન્ય બને છે જેને દીનપણા તરફ ખૂબ આદર છે,

*અહીં માનનો અર્થ—સન્માન, આદર—છે

તે સાચે જ દીનાનાથ બને છે, જે પોતાને અણુથીય અણુ હૃદયથી માને છે, તે મહાનથીય મહાન બને છે અહી કદાચ શકા થાય, કે તો તો " માણસની ભાવના પ્રમાણે જ માણસ બને છે" એ સિદ્ધાત ખોટો ઠરે! પણ એનુ સમાધાન તો સ્પષ્ટ જ છે કે, હૃદયની આવી દીનતા પરમાત્મા પ્રત્યે પ્રગટ કરનાર સાધક, સાસારિક પ્રલોભનો આગળ પામર કે સકટો આગળ દીન થતો, નથી, ત્યા તો તે અમીરીખાસિયત ધરાવે છે. જ્યારે પોતાને, " **अहं ब्रह्मास्मि** " માનનાર પણ એવા સચોગોમાં તો કગાળ; અને કાયર બની જાય છે આ પરથી એ સિદ્ધ થયુ કે વાસ્તવિક રૂપે તો મહાન આશય ધરાવનાર જ સાચેસાચી ગરીબી ધરાવી શકે છે જેનુ હાડ જ સહજ રીતે ગરવું થઇ ગયુ છે, તે પ્રત્યેક સંચોગોમા અભિમાનની સાકળથી મુકત જ રહે છે

આટલા બંધનમાંથી છૂટયા પછી પણ સાધકને માયાનું ઝોડ પકડી લે છે અને પોતાની ભૂલોને સાવ ખુલ્લી નમ્રતાથી કહેવાનો વગેરે અભ્યાસ જેને સહજ થયો છે, એવા સાધકમા પણ અમુક વાત ઉત્તમ છે. પણ અમુક વખતે અને અમુકને કહેવા જેવી છે, બીજાને નહિ. આવી આવી સાત્ત્વિકતા સઘરવાની વૃત્તિ, રહી જાય છે× પુરુષ, પુરુષ થવા ઇચ્છતો હોય, છતા જો એને, જન્મ સ્ત્રીનો મળે તો એમ થવામા આવી વૃત્તિ કારણભૂત હોય છે, એમ જૈનતત્ત્વજ્ઞાન કહે છે. ખરી રીતે તો વેદભાનનો આની સાથે (માનસશાસ્ત્રની દૃષ્ટિએ) સબંધ છે. પછી પુરુષ સ્ત્રી થાય કે સ્ત્રી પુરુષ થાય! પરંતુ જ્યા લગી અસ્પષ્ટતા છે, ત્યા લગી જ

---

× અહીં 'શ્વેતાબર' આમ્નાયમા બહુ માન્ય એવા 'મલ્લી' તીર્થંકરનુ પૂર્વજીવન મનનીય છે.

જન્મમરણનો ફેરો છે અહીં જે "માયા"ની વાત છે તે પણ ઝીણી છે, એટલે જ કહે છે કે ;–

"માયા પ્રત્યે માયા+ સાક્ષીભાવની"

માયા ભલે થએ, પણ સાક્ષીભાવની થએ અને આવી ભૂમિકામાં એવો ક્ષપકશ્રેણીવાળો જીવ, એ જ ભાવ રાખીને માયાને તરી જાય છે અર્થાત્ જ્યારે જે ભાવ આવો, ત્યારે જ એનું નિરાકરણ ! આવા સાધકને એક પણ વિકલ્પનો પરિગ્રહ પોષાય નહિ ! એતો સાક્ષીરૂપે જ રહે ! જેમ ન્યાય દરબારમાં વાદી, પ્રતિવાદી ગમે તેટલા ઉકળતા હોય પણ આદર્શ સાક્ષીને તો માત્ર જે જોયુ તે જ ઠંડે પેટે કહેવાનું હોય. ન ઉણુ ન અધિકુ તેમ આવી કોટિનો આત્મા ન આમા ભળે કે ન તેમા ભળે. અર્થાત્ જળકમળવત નિર્લેપ રહે.× એટલે અહીં સાક્ષીભાવની

---

+ અહીં "માયા"નો અર્થ પ્રીતિ છે

× ઐતિહાસિક દૃષ્ટિએ શ્રમણ ભગવાન મહાવીરના સાધના–કાળમા પોતે ધ્યાનમા હતા, તે વખતે આવો જ એક પ્રસગ છે પછીના સાહિત્યમા એ જ પ્રસગ કામસેનાના રૂપકમા ગોઠવાઇ ગયો છે

બીચારી કામની સેના, વીરને શુ કરી શકે !
રોમે રોમે ભર્યો પ્રેમ, વિકારો સ્પર્શે નહી શકે !"

એ કરતા પણ વધુ સચોટ સ્પષ્ટતા અને સમતાની પરાકાષ્ઠાનું ચિત્ર મુનિ સ્થૂલિભદ્રના કોશ્યા સાથેના પ્રસગથી તાદ્દશી શકાય. સાક્ષી ભાવની સપૂર્ણ વફાદારી વિના એવી એ પરિસ્થિતિમા ગર્વ કે પતનથી છૂટવું અશક્ય છે

માયા લાગે એટલે અંશે સંસાર છૂટે અને સંસારની માયા લાગે એટલે અંશે સાક્ષીભાવ છૂટે—પણ એટલે આવ્યા પછીય એક છેલ્લું છતાં મોટામાં મોટું આવરણ આત્તરવિના પૂર્ણ પ્રકાશને રોકી રાખે છે એટલે જ કહે છે કે :—

**"લોભ પ્રત્યે નહિ લોભસમાન જો."**

અર્થાત્ લોભની આગળ "લોભ" જેવું ન બનવું આ વાત ઘણી જ દુર્ગમ છે આ પહેલાની કડીમાં "વીત લોભ" સ્થિતિની વાત હતી આ ઘટના એનાથીય ઉચ્ચ કક્ષાની છે. માયા સર્વથા છૂટયા પછી આત્મા પોતે ન ખેંચાય એમ બને, પોતે કશીય ઇચ્છા ન રાખે એમ પણ બને પરંતુ એની પાસે ખેંચાઇને કોઇ ગળે બાઝે એનું શું ? જો કે એ ખેંચાઇને ગળે બાઝે એવા પોતા વિષે કારણો રહ્યા જ છે, નહિ તો એમ બને જ નહિ ! એટલે જ કહે છે કે, આવો સાધક ન તો લોખંડ બને કે ન તો લોહચુંબક બને ! લોભીને જેમ લોભ ખેંચી જાય છે અને આખરે લોભી અને લોભ બન્ને પીડાય છે, તેમ આવા સાધકમાં સર્વશક્તિઓ સર્વાંગપણે ખીલી નીકળવાથી જગત્, તારકના કે પરમાત્માના સ્વરૂપે એની તરફ નિહાળવા માંડે છે. જો એમાં એ ચલિત થયો અર્થાત્ પોતાની અપૂર્ણતાને પૂર્ણતા માની રોકાઇ ગયો, એટલે હેઠ તળિયે જઇને બેસવાનો વખત આવે ! એય ડૂબે ને શકિતઓય ડૂબે !

ક્ષપકશ્રેણી જીવ આ બધું નાટક દ્રષ્ટા રહીને નિહાળતો હોય છે. એથી જ દોર પર નાચતા નટની જેમ એ સુરતા ટકાવી રાખે છે અને આ બધું ઇંદ્રજાળનું લપસિંદર મનમાં આવે કે

તરત અંતર્મુહૂર્ત જેટલા કાળમાં જ પતાવીને સાધી સાધક ફર પાછો કાયમી આવી જાય છે

અહો એવો અપૂર્વ અવસર ક્યારે આવશે !



## ઉપસંહાર

મૂક્તિની ભૂમિકા સ્થિર ન થાય ત્યાં લગી ડગલે ને પગલે પતનનો ભય રહ્યો છે કાજળની કોટડીમાં સદાય વસતાને નિર્લેપ રહેવું કઠણ, ખૂબ કઠણ, અત્યંત કઠણ. દુર્ગુણ જે નિમિત્તથી જ ઊપજ્યો એ નિમિત્તપર જ માત્ર દૃષ્ટિ જાય છે, એટલે જ એ નિમિત્તની નિંદા કરાય છે અને દુર્ગુણ એમ જ રહી જાય છે પરિણામે એક નિમિત્ત મૂકાવીને બીજા નિમિત્તને એ જ દુર્ગુણ ભીડાવીને રીઝવતો ફરે છે જો દુર્ગુણ પ્રત્યે જ જુગુપ્સા થાય તો દુર્ગુણ ટળે જ અને દુર્ગુણ ટળ્યો એટલે સદ્ગુણે એની જગ્યા પૂરી જ સમજવી. ક્રોધ ઉપર સાચો જ ક્રોધ થયો કે વિભાવ ટળી સ્વભાવ એની જગ્યા પૂરશે જ જે એટલો ઓછો ક્રોધી તેટલો જ તે વધુ પ્રેમી અને ઉદાર.

હું મોટો" આને બદલે "લઘુથીય હું લઘુ" એ ભાવ આવ્યો એટલે "આને હું કેમ નમું" એ ગ્રંથી છૂટી જશે ને એનું હૃદય સહેજે વિશાળ બનશે. "રખે આ મારી ગુપ્ત વાત જાણી જશે તો શું થશે ! એને બદલે આખું જગત જ્યાં મારૂં કુટુંબ છે ત્યાં હું કોનાથી અને શું છુપાવું ?" એ ભાવ આવ્યો એટલે મન વાણી, વિચાર અને કર્મ એક નાના ખૂણામાં વર્તાં

હોય તોય એનુ સ્થાન નિખિલ વિશ્વના હૃદયમા નિયત થઈ ચૂક્યું કેવી એની સમર્થતા ! એ જ્યા જ્યા જશે ત્યાં ભવસાગર એને માર્ગ આપશે !

"અહા હુ કેવો ચમત્કારી ! મારી મોરલીના નાદ આગળ કોણ નથી ડોલતુ ? એને બદલે હું જ "સર્વ છુ"* એ ભાવ આવ્યો એટલે એનાથી શું અજાણુ રહ્યું ?

આ પછીની કડીઓ આવા પુરુષની મનોદશાને વ્યક્ત કરશે અને છેલ્લી કડીઓ અંતિમ પરિણામ ભાખશે આ વર્ણવેલી ભૂમિકામા ધર્મધ્યાન× અને શુકલધ્યાન બન્ને હોય છે, પણ ક્ષપકશ્રેણીવાળા આત્મા માટે આખરી પ્રતિષ્ઠાનુ ક્ષેત્ર તો શુકલ-ધ્યાન જ અવધારવા યોગ્ય છે

**બહુ ઉપસર્ગ કર્તા પ્રત્યે પણ ક્રોધ નહિ,**
**વંદે ચક્રી તથાપિ ન મળે માન જો;**
**દેહ જાય પણ માયા થાય ન રોમમાં;**
**લોભ નહિ છો પ્રબળ સિદ્ધિ નિદાન જો (૮) અપૂર્વ.**

**અર્થ** — (ગત કડીમા ક્રોધાદિ રિપુઓને જિતતા કલા-કારની કલાનુ સુદર દર્શન હતુ, અહી એનુ જીવનવ્યાપી પરિણામ પ્રગટ થાય છે —)

---

* HEART OF RAMA.

× ધર્મધ્યાન અર્થાત્ આત્મેતર ભાવોમા જવા છતાં આત્મભાનને ગુમાવતા પહેલા ચેતી જવુ અને શુકલધ્યાન એટલે આત્મભાનની ઊચી ને ઊચી ટોચે ચડયે જવું

દેખીતુ કશુ કારણ ન હોય, છતા અચાવની તક આપ્યા વગર અને ચેતવ્યા વગર અણધાર્યો જાન પર હુમલો લાવનાર તરફ પણ અંશ માત્ર આવેશ ન થાય! સત્તા, સંપત્તિ, શક્તિ, સાધન અને શાસન એ પાચે સદાયમા સર્વોપરી મનાતા ચક્રવર્તીનુ અણનમ મસ્તક ઝૂકી ઝૂકીને ચરણધૂલી ચુએ, છતાય અભિમાનનો અંકુર જાગે નહિ દેહ જાય તો છો જતો પણ એક રોમને પણ માયાનો સ્પર્શ ન થાય અને આખેને આખા જગતને ચમત્કાર વડે આંજી નાખે એવી પ્રબળ સિદ્ધિઓનો હસ્તો સ્વાભાવિક જાગે! તોય એ પરવસ્તુમા પોતે અટવાય નહિ! હાજર થતી સિદ્ધિઓમા પણ સંસારનું કારણ પ્રત્યક્ષ જોઇને આત્મા અલિપ્ત રહે!

અહા! વીતરાગ દેવ! એવી ક્ષણો ક્યારે આવશે?

**વિવેચન** અનાત્મભાવના પરપોટામાં આત્મા ન ભળે તો આવેશનું કારણ રહેતુ નથી. આટલી બધી અપ્રમત્ત દશા જેને સહજ થઈ તે સાધકનો પ્રથમ નંબરનો શત્રુ ક્રોધ ખરી જ ગયો જાણવો. પણ મૂળિયા સહિત ક્રોધ ગયો એની ખાતરી શી? માટે જ કહે છે કે —

બહુ ઉપસર્ગ કર્તા પ્રત્યે ક્રોધ નહિ,"

ક્રોધનાશનુ પ્રાથમિક પરિણામ એ થાય કે, ઉપસર્ગ કરનારના દૃષ્ટિએ પણ દેખાતો મહા ઉપસર્ગ એને મન મહા મૂલ્ય સાધનસામગ્રી બને! કારણ કે વિશ્વમા બનતી એક નાનામા નાની પણ ઘટના અહેતુક નથી, એનુ એને અપરોક્ષ ભાન હોય!

અહીં શ્રીમાન ગજસુકુમાર મુનિનો પ્રસંગ અવલોકીએ :–

સોમિલ બ્રાહ્મણને જ્યારે પોતાના જમાઈ ગજસુકુમારે પોતાની પુત્રીને અવિવાહિત દશામાં મૂકીને જ પ્રબળ વૈરાગ્ય ભાવનાથી પ્રેરાઇ સર્વ સંગોનો પરિત્યાગ કરી–સાધુપણું સ્વીકાર્યું એવી ખબર મળી કે તુરત જ તે વ્યાકુળ થઈ ગયો "મારી પુત્રીને આવો સુંદર પતિ ક્યાં મળશે? લાવ એને શોધું અને શિખામણ આપું !"

આવા ભાવે શોધતો શોધતો ઠેઠ સ્મશાન સ્થાને પહોંચે છે અને જ્યારે ગજસુકુમારને સાક્ષાત્ જુએ છે કે તુરત એને પ્રબળ વૈરભાવ ઉત્પન્ન થાય છે

શૂન્ય સ્મશાનના કોરાણે, ઉઘાડે મુંડિત મસ્તકે અને પરિણામની ઉત્તરોત્તર ઉન્નત ધારાએ ગજસુકુમારનો સાધુત્વસિત આત્મા ઊડે છે ક્ષમા અને શાન્તિના ફુવારાઓથી એનું ચિત્ત શીતળ થઈ ગયું છે તેવે જ ટાણે 'ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધ સ્વભાવતા'ની સિદ્ધ થયેલી સાધનાની કસોટી થવાનો યોગ બન્યો !

સોમિલ બ્રાહ્મણનો ક્રોધ હદ વટાવી ગયો, એની મર્મભેદક વાણીનું શસ્ત્ર અફળ ગયું, એટલે આસ્પાસ નજર કરી થોડે દૂર ચિતામાં હજુ ખેરના થોડા અંગાર ધગધગતા હતા એણે સાધનવતી લઇ મુંડિત મસ્તકપર જાળવીને મૂકી દીધા અને કોઇ રખેને જાણી જાય ! એ ભયે મુઠ્ઠિયું વાળીને નાઠો

---

ગજસુકુમાર એટલે શ્રી કૃષ્ણવાસુદેવનો લાડીલો બાંધવ !
ગજસુકુમાર એટલે સૌંદર્ય અને સૌકુમાર્યની પ્રતિમા !

ગજસુકુમાર એટલે રૂપગર્વિણી સુંદરીઓના દિલનો દિલહર મોહન !

ગજસુકુમાર એટલે યદુવંશની વાડીનું તાજું મહેકતું ગુલાબનું ફૂલ !

એણે નહોતા જોયાં ટાઢ ને તાપનાં સતામણાં !

એણે નહોતા સાંભળ્યા "ખમ્મા ખમ્મા" સિવાયના બીજા બોલ !

એણે નહોતાં દીઠાં મહેલાતો અને માનવી વિહોણાં કોઈ ઠેકાણાં !

એણે નહોતા અનુભવ્યાં ભોગસુખનાં બીજા કોઈ જીવતર !

**તડતડ કસ્તી સુકોમળ ચામડી તૂટે છે !**
**આખા દેહમાં અંગારજ્વાળા ઊઠે છે !**

ગજસુકુમારની ધ્યાનધારા ચલિત ન થઈ, તે ન જ થઈ કારણ કે એણે એ પ્રસંગને પોતાની કૃતિના પરિણામ રૂપે જોયે.× નાણું ઠીકઠીક કમાયા હતા. કરજ તો ઘણું જ ઓછું (હળવું) હતું તો એ દેવામાં ઇમાનદારને અફસોસ શાનો ? અનુવાદકર મહાત્માઓ અહીં ઉચ્ચ કલ્પના રજુ કરતા કહે છે કે–ગજસુકુમારે માન્યું કે —

"બીજા કોઈ સસરા તો પોતાના જમાઈને સ્વર્ણ દ્રવ્યની પાઘડી બંધાવે પરંતુ મને તો શ્રી સોમિલજીએ મોક્ષની પાઘડી બંધાવી !"

× જૈન આગમ કહે છે – સોમિલના જીવનો એણે ઘાત જ મમા આ ાધ કરલો

—પણ આવો નિરાવેશ પ્રશમભાવ કાયમ તો જ ટકે કે જો માન ગળી ગયું હોય! "હુ ગજસુકુમાર" આટલોય અધ્યાય+ હોત તો ક્ષમા ભલે રહી શકત, પણ ખેડલી પાર ન ઉતરત! × માટે જ કહે છે કે :

**" વદે ચક્રી તથાપિ ન મળે માન જો,"**

અહી મહાનિર્ગ્રંથ અનાથી મુનિનુ ચિત્ર વારવાર વિચારવા લાયક છે

એ કાળે એ સમયે મગધેશ્વર શ્રેણિક એમની કક્ષાએ ચક્રવર્તી સમોવડો હતો ભગવાનની ભવ્ય મુદ્રા સિવાય એનુ શિર ભલભલા પાસે અણનમ હતુ અને હોવા જોગ હતું

એકદા મંડિતકુક્ષિ ચૈત્યની આસપાસના વનખડોમા વિહરતા વિહરતા એની ચકોર દૃષ્ટિ એક ધ્યાનસ્થ ચૈતન્યમૂર્તિ પર

---

+ આ વખતે એણે પોતે ગજસુકુમારના દેહમા પૂરાયેલો છતા [ દેહ ટળે પણ દેવુ કઇ ટળે ? ] સ્વભાવે નિર્બંધ અને અખડ પોતાના આત્માને જોયો એટલુ જ નહિ બલ્કે એ અનુભવનો આનદ પણ લૂટયો આવા પ્રસગે આવી સ્થિરતા અન્યથા ન રહી શકત મહાત્મા ઇશુ ખ્રિસ્તને ઇશ્વરનો પુત્ર ઓળખવામા જે કારણો ક્રિશ્ચિયન શાસ્ત્રોમા દેખાડવામા આવે છે, તેમાનુ પ્રબળ કારણ વધસ્તભે ચડતા ચડતાય વધકો પ્રત્યેની ક્રાઇસ્ટ ભગવાનની વ્યકત થયેલી ઉચ્ચ કોટિની બધુતા છે

× જૈન આગમ કહે છે કે, એજ બળતરાથી દગ્ધ થયેલા દેહને અતે, એને ફરી જન્મ ન લેવો પડયો અર્થાત્ અપુનર્ભવધામે એ આત્મા પહોચી ગયો.

પછી અને એના અંગેઅંગ ભક્તિરસભીનાં થઈ ઢળી પડ્યાં. મુખ સહસા ઉચ્ચારી ઊઠ્યું !

અહો શી ભવ્યમૂર્તિ ! અહો શી ભવ્યકાંતિ !
.. જાણે પ્રભુનું સાક્ષાત્ પ્રતિબિંબ...!

એ હતા પોતે જ એકાંતવાસના અમર સુખડાં લૂંટતા છતાંય હજુ પોતાને અનાથ તરીકે ઓળખાવતા, અનાથી શ્રમણ !

ધ્યાન પાળ્યા પછી ઉભયનો સુંદર સમાગમ થયો છે અને એમાંથી પામી જાય છે ગુસાંઈજીનું અનુભૂત કાવ્ય :—

' આધીમે આધી ઘડી આધીમે પુની આધ,
તુલસી સંગત સાધુકી કટે કોટિ અપરાધ "

સાફળ થાય છે —

શ્રેણિકને આવી અદ્ભુત અસર મુનિના વાક્યોની નહોતી, મુનિના કઠોર તપ અને કઠણ ત્યાગની કંઈક ખરી, પરંતુ સાચી રીતે તો એણે એના વદનની રેખાઓ વાંચી હતી, એની અસર થઈ હતી.

શ્રમણની અકૃત્રિમ વ્યાપકતા જોઈ એ આખો જ બની ગયો. મુનિજી પોતાની અનુપમ ભક્તિને આબેહૂબ જીરવી શક્યા એ જોઈને એને મહદાશ્ચર્ય થયું પરંતુ મુનિજીને તો એ સહજ હતું છતાંય હજુ તો એને એથી ખૂબ ઊંચે ઊડવું હતું

* જો આ વખતે ન પતિના નમસ્કારથી હું કંઈક વિશેષ છું એવું અભિમાન થયું હોત તો તે શ્રેણિકને એના શબ્દો ન સમજાવી શકત અને શ્રેણિક ના શી આ અજબ અસર પણ ન થાત

એથી જ એણે પોતાની અનાથતા પૂરવાર કરી (આખરે) શ્રેણીકને થયુ કે –"જેને આવી સહજ સિદ્ધિ મળી છે તેય અનાથ છે, તો એકાદ ગામડુ જિતાય કે એકાદ ખડિયો રાજા નમે ત્યા મૂછપર તાલદેનાર હુ કેવો ? "**मौनिनाम् मौनं व्याख्यानम्**" તે આનુ નામ+

માન ગાળી શકાય, પણ માયા ન ગળાય, એમ જગત્ વાણુ બોલે છે માયાની મોહિનીમા તો મહેશ જેવાય ચક્કર ખાઈ ગયા, એવુ પુરાણુમા ચિત્ર છે અને એ તો ઇતિહાસ પણ કહે છે કે, શૂરવીરોના અડગ નિશ્ચયબળો ધગધગતી ખાઇમા ટકી રહ્યા છે, પણ સુદરીના મૃદુસ્મિત કે વિરલ કટાક્ષ આગળ પાણી પાણી થઈ ગયા છે માટે જ કહે છે કે —

**"દેહ જાય પણ માયા× થાય ન રોમમાં"**

મૂળ આગમોમા તો બીજા અનેક ઉદાહરણો છે, પરતુ જૈનસાહિત્યમા એક સુદર્શન શેઠનુ પૂર્વચિત્ર આ બીનાને બરાબર બધબેસતુ છે

સુદર્શન નામના નગર શેઠ છે એના દેહની સુદરતા દેવદ્દીધી મોહક છે પુરુષ નરભ્રમર ઓળખાયા છે પરતુ પુરુષની સુદરતા પાછળ સુદરીઓ ઘેલી થાય અને છતાય જેને રોમમાય વિકાર ન જાગે એવા પુરુષોના ઉદાહરણો આ

---

+ જુઓ શ્રી ઉત્તરાધ્યાન સૂત્ર અધ્યયન વીશમું.

× માયાનો અર્થ કપટ છે પણ એનો રહસ્યાર્થ વેદભાન સાથે સબધ ધરાવે છે

પૃથ્વીને આગળે વિરલમાં વિરલ છે સુદર્શનનું ચિત્ર પુરુષ જાતિની જુગજૂની કાળી લીટીને ભૂંસી નાખે તેવું ચિતરાયું છે.

એના જ નગરના રાજરાણી અને રૂપરાણી એકદા એકાંતની તક સાધી સુદર્શન શેઠ પાસે અનિચ્છનીય યાચના કરે છે યોગીઓના યોગ છૂટે તપસ્વીના મન તૂટે—એવી એ ભયંકર ક્ષણો હતી, મહારાજને નયનની કીકી પર નચાવતી આ નાજ નીનને સુદર્શન ઉત્તર આપે છે —

" રાજમાતા! માતા છો! જગજ્જનેતા છો! જનેતાને હૈયે બાળકનું સુખ હોય, દાવ ન હોય!"

માને ચરણે શીશુનું મસ્તક શોભે! મા!!! અમરતાની ખાણ છો! વાત્સલ્યના રસ પા, અને પી, તને મારાં કોટિ વંદન છે"

નશો જોસ્દાર હતો. વારણ પૂરતું ન થયું, સુદર્શન પ્રભુ-પ્રભુના જપમાળ જપવા લાગ્યો, શીલને સભાયું અને બરાબર સ્થિર રહ્યા!

રાણીના પાસા નિષ્ફળ ગયા. આટઆટલી વિનવણી પછીય આમ થતાં એનું અવિવેક મગજ બેર મારી ગયું, રખે વાત બહાર પડશે, બાણું બૂમરાણ પાડી. લાજ લૂંટવા આવવાનો આરોપ મૂક્યો શેઠની આબરૂના કાંકરા મતા સૌને દેખાયા અને શેઠને શૂળીની શિક્ષા બાહેર થઈ અહીં આપ કવિઓ કહે છે કે :—

અ નગી રીટીન સિંહાસન થયું, સુદર્શન અમર થયા મની આબરૂન કાંકરાન બદલે હીરા થઈ ગયા."

અ ગમ ન હો! પણ જેના આ માયાથી પ્રેમ ન કંપ્યો અને મા શૂળી સિંહાસનરૂપ હોય એમાં શી નવાઈ છે? માયાનો

અર્થ મૂર્છા કરીએ, તો દેહ પર એને મૂર્છા નહોતી એમ જણાય! મૂર્છા હોત તો ત્રણ ધારી કસોટીમા પાસ ન થઈ શકત! માયાનો અર્થ છળ કરીએ તો મહારાણીના છળ આગળ પણ એણે સત્યની ધ્વજા સ્પષ્ટ રીતે ફરકતી રાખી માયાનો અર્થ ભ્રાન્તિ લઈએ તો એની સામે એ અડોલ અને નિર્ભ્રાંત રહ્યા એમ કહેવાય

જે રીતે અહી શીલરક્ષણમા નિર્માયીનુ દૃષ્ટાંત છે, તે જ રીતે મેઘરથ+ મહારાજાનુ શરણાગતવત્સલરૂપ ક્ષત્રિય ટેક માટે આત્મભોગની અવધિનુ દૃષ્ટાત છે

અહી લોકનાયક રામનુ ટેકપાલક ચિત્ર બોલે છે —

**"પ્રાણુ જાય પર બચન ન જાઇ,**
**રઘુકુળ રીતિ યહી ચલી આઇ."**

એટલુ જ નહિ પણ કૈકેયી માતા તરફ એ જ માતૃભાવનુ વહન ચાલુ રહ્યુ એટલી એની અપેક્ષાએ આંશિક વિશેષતા છે×

પરતુ આટલે આવ્યા પછી પણ એક મહાશત્રુ ન જિતાય, ત્યા લગી સઘળુ વૃથા માટે જ કહે છે કે –

**'લોભ નહિ છો પ્રબળ સિદ્ધિ નિદાન જો'**

યોગજન્ય સિદ્ધિઓ કે જેમની પાછળ જગત ગાડુ

---

+ વૈદિક ગ્રથોમા શિબિ મહારાજાનુ પણ એવુ જ ઉદાહરણ છે

× આ ત્રણે દૃષ્ટાતો ગૃહસ્થોના છે પરતુ એમની તે ક્ષણો સુદર સાધુતાની છે

સેદરોમા સર્વથા અલિપ્તભાવે રહેવુ મુશ્કેલ છે ખૂબ મુશ્કેલ છે એટલુ જ નહિ મને તો અશકય જેવું લાગે છે”

આ કથનમા નર્યું સત્ય છે, પણ છેલ્લા “અશકય” શબ્દને આપણે “દુ શકય” રૂપે બદલવા માટે એ બધુને વિનવશું, કારણ કે વીરલથીય વીરલ આત્માઓએ પણ એ લપસિદરોની જાળથી અવશ્ય મુકિત સાધી છે, એવો નિશ્ચય છે પણ છૂટાય કેમ ?

એ માટે અહી એક જૈન આગમનુ દૃષ્ટાત લઇએ :—

ચિત્ત અને સભૂતિ બન્ને ભાઇઓ હતા × પાચપાચ જન્મોના અતૂટ સ્નેહસબધે વિવિધ ગતિઓમા એ બધુત્વભાવે સાથે ને સાથે જન્મ્યા અને જીવ્યા જે વખતે એ ફરી છઠ્ઠે ભવ મળે છે ત્યારે એક બ્રહ્મદત્ત ચક્રવર્તી રાજા અને બીજા છે ચિત્તમુનિ+ આ અતર પાડવાનુ કારણ ગ્રથકાર શ્રી બ્રહ્મદત્તના મુખથી જ આ રીતે રજુ કરે છે —

“આ ભોગો જ મને આસકિત (બધન)ના કારણરૂપ છે. હે આર્ય ! અમારા જેવા (દુર્બળ)થી ખરેખર તે દુર્જય છે હે ચિત્તમુનિ ! (તેથી જ) હસ્તિનાપુરમા મહાસમૃદ્ધિવાળા સનતકુમાર ચક્રવર્તીને જોઇને હુ કામભોગોમા આસકત થઇ ગયો અને

---

× વિશેષ વિગત જેવા માટે જુઓ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રનુ તેરમુ અધ્યયન

+ ચિત્તનો જન્મ શ્રેષ્ઠી કુળમા થયો, અને ધન, કામિની આદિ પ્રલોભનોને ત્યાગી એમણે દીક્ષા લીધી

અશુભ એવું નિયાણુ (નિદાન)+ કરી દીધુ "

(શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ૧૩-૨૭/૨૮)

ચિત્તમુનિએ પોતાના આત્મધનને એવી (સનતકુમાર ચક્રવતી' જેવી) સમૃદ્ધિ ખાતર ન વેચ્યુ અને એથે તે જ ભવે સિદ્ધિ સાધી લીધી. આટઆટલા વિકાસ પછી, પાચપાચ ભવોના સહવાસી જીવ છતા એકનું અધ.પતન અને બીજાની ઉન્નતિની પરાકાષ્ઠા આણુ મહત્તર પાડનાર નિયાનનું શલ્ય!!! આ નિદાન પાછળ તો કઈક જ્ઞાની, ધ્યાની, યોગી અને તપસ્વી જનોએ ઉત્કટ સાધના ધૂળમાં મેળવી છે એમ આગમકાર કહે છે

જે સાધકને પ્રભુકૃપાએ આત્મા પરની અડોલ શ્રદ્ધા હાસલ થઇ છે, એ જ પ્રબળ સિદ્ધિઓના નિદાનથી અલિપ્ત રહી શકે એ તો દેખીતુ જ છે

ભગવાન મહાવીરનાં સાધનામા આ ચારેની જિતના અમોઘ પ્રસગો છે

**ક્રોધ જય અને પ્રેમલપણુ—**

ચ ડકૌશિકના પ્રચ વિષ સામે પણ અ

**માન, જય અને વિશ્વપ્રેમ-**

મગધ નરશ કરતા પુણ્યા શ્રાવકમા

\+ પર વ ,એ મૂળવો, એની રહી (શ્રીમદ) પુરુ ઈ "આવું હોય એમ માના આ મધન ઝેન પ તરીકે ગાળખવામાં

**માયા, જય અને પ્રીતિદાન—**

મસ્કરી ગોશાળકે પોતાના બે શ્રમણો પર (પોતાની શિષ્યવૃત્તિએ પ્રાપ્ત કરેલી) તેજોલેશ્યાનો દુરુપયોગ કર્યો એમ છતા "ગોશાળકનુ કલ્યાણ થાઓ" એ જ ભાવના સેવી (જુઓ શ્રી ભગવતી સૂત્ર ૧૫મો શતક)

લોભજય-વારવાર દૈવી સત્વો અને સિદ્ધિચમત્કારો (અતિશયો) હાજર હોવા છતા એક મીટ પણ ન માડી × જગતના નાથ છતા પગે વિહર્યાં સેવક અને ભકતોના અઢળક ભંડારો વચ્ચે અમીરી ભિક્ષાનુ પાત્ર જ એના કરમા અમર રહ્યુ. અને,

**'લોભ નહિ છો પ્રબળ સિદ્ધિનિદાન જો"**

એ દશાની શકયતા માટેની સાધકજગતને ખાત્રી આપી

અહો એવો અપૂર્વ અવસર કયારે આવશે ?



**ઉપસંહાર**

આત્મવિકાસના સાતમાથી માડીને બારમા પગથિયા (ગુણસ્થાનો) સુધીના હિંચકાનુ મધ્યબિંદુ આ છે

---

× ઊંચે ઉડવુ, વિચિત્ર રૂપો કરવા ઇત્યાદિ (જૈન દૃષ્ટિએ આહારકલબ્ધિ, વૈક્રિયલબ્ધિ અથવા) યોગ પ્રસિદ્ધસિદ્ધિઓ એનાં ચરણ ચુંબતી, પણ એનુ જીવન–તો આ સહજોકિત ભાખે છે—

"કયા આ આત્મા, અમર ચિર આનંદનો સિંધુ ઘેરો,
ને કયા માયા, ક્ષણિક ભર આ, દીસતી સાવ જૂઠી!"

अशुभ એવું નિયાણુ (નિદાન)+ કરી લીધુ "

(શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર ૧૩–૨૭/૨૮)

ચિત્તમુનિએ પોતાના આત્મધનને એવી (સનતકુમાર ચક્રવર્તી જેવી) સમૃદ્ધિ ખાતર ન વેચ્યુ અને એથી તે જ ભવે સિદ્ધિ સાધી લીધી. આટઆટલા વિકાસ પછી, પાચપાચ ભવોના સહવાસી જીવ છતા; એકનુ અધ:પતન અને બીજાની ઉન્નતિની પરાકાષ્ઠા. આટલુ મહત્તર પાડનાર નિદાનનું શલ્ય!!! આ નિદાન પાછળ તો કઈંક જ્ઞાની ધ્યાની, યોગી અને તપસ્વી જનોએ ઉત્કટ સાધના ધૂળમા મેળવી છે, એમ આગમકાર કહે છે

જે સાધકને પ્રભુકૃપાએ આત્મા પરની અડોલ શ્રદ્ધા હાસલ થઇ છે, એ જ પ્રબળ સિદ્ધિઓના નિદાનથી અલિપ્ત રહી શકે એ તો દેખીતુ જ છે

ભગવાન મહાવીરની સાધનામા આ બાબેની ચિંતના અમોઘ પ્રસગો છે

**ક્રોધ જય અને પ્રેમવર્ષણ—**

ચડકૌશિકના પ્રચડ વિષ સામે પણ અમીનો છટકાવ.

**માન, જય અને વિશ્વપ્રેમ-**

મગધ નરેશ કરતાં પુણ્યા શ્રાવકમા નિહાળેલી ઉત્કૃષ્ટતા.

---

+ પર વસ્તુમા સ્પે મૂઝવો, એની દશા અમને રહી" (શ્રીમદ્) પુદ્ગલોમા મોહાઈ "આવુ હોય તો કેવું સારુ!" એમ માની આત્મધન ગુમાવવું તેને જૈન પરિભાષામા નિદાન તરીકે ઓળખવામા આવે છે.

**માયા, જય અને પ્રીતિદાન—**

મસ્કરી ગોશાળકે પોતાના બે શ્રમણો પર (પોતાની શિષ્યવૃત્તિએ પ્રાપ્ત કરેલી) તેજોલેશ્યાનો દુરુપયોગ કર્યો એમ છતા "ગોશાળકનુ કલ્યાણ થાઓ" એ જ ભાવના સેવી (જુઓ શ્રી ભગવતી સૂત્ર ૧૫મો શતક)

લોભજય–વારવાર દૈવી સત્ત્વો અને સિદ્ધિચમત્કારો (અતિશયો) હાજર હોવા છતા એક મીટ પણ ન માડી × જગતના નાથ છતા પગે વિહર્યા સેવક અને ભકતોના અઢળક ભંડારો વચ્ચે અમીરી ભિક્ષાનુ પાત્ર જ એના કરમા અમર રહ્યુ. અને,

**' લોભ નહિ છો પ્રબળ સિદ્ધિનિદાન જો "**

એ દશાની શકયતા માટેની સાધકજગતને ખાત્રી આપી.

અહો એવો અપૂર્વ અવસર કયારે આવશે ?



**ઉપસંહાર**

આત્મવિકાસના સાતમાથી માડીને બારમા પગથિયા (ગુણસ્થાનો) સુધીના હિંચકાનુ મધ્યબિંદુ આ છે

× ઊંચે ઉડવુ, વિચિત્ર રૂપો કરવા ઇત્યાદિ (જૈન દૃષ્ટિએ આહારકલબ્ધિ, વૈક્રિયલબ્ધિ અથવા) યોગ પ્રસિદ્ધસિદ્ધિઓ એના ચરણ ચુબતી, પણ એનુ જીવન–તો આ સહજોકિત ભાખે છે—

"કયા આ આત્મા, અમર ચિર આનંદનો સિંધુ ઘેરો,
ને કયા માયા, ક્ષણિક ભર આ, દીસતી સાવ જૂઠી!"

સોમિલે નિમિત્તરૂપ બનીને આપેલા બહુ ઉપસર્ગ સામે ગજસુકુમારની આત્મકામવાથી પ્રાપ્ત થયેલી પરમતિક્ષા જિતી જાય છે મગધેશ શ્રેણિકના નમસ્કારજન્ય ગુમાનના અંકુરને વીતરાગ વિષેના સર્વ સમપણભાવથી મેળવેલી અનાથી મુનિની અનાથતાની ચિનગારી બાળીને ભસ્મ કરી નાખે છે મગધેશ્વરના ગર્વને અનાથી મુનિની અમીરી દીનતા જિતી લે છે

રૂપ માત્રનું મૂળ વાસના અને લાલસા છે રાણીના છળને નિખલાસ સુદર્શનનો શીલરક્ષણનો અડોલ નિશ્ચય અને એનું આત્મભાન આખરે પણ ઉઘાડુ પાડીને પરાસ્ત કરી નાખે છે

રૂપથી ઉદ્દભવતા રહનેમિના આકર્ષણને સફળ વિષયોથી સહજભાવે અલિપ્ત થયેલી યોગિની રાજીમતિનો પ્રલોભન-વિજય જિતી લે છે એટલુ જ નહિ બલ્કે સાવધાન કરી દે છે

"સનતકુમાર" ચક્રવતીનું સમૃદ્ધિનું સભૂતિ નું ચિત્ત હરી લે છે અને એની ખાતર એ સયમ અને તપનું ફળ હારી બેસે છ× જ્યારે ચિત્ત અડોલ રહે છે અને એ યોગીના અધૂરા યોગ પૂ। થઇને એ પૂર્ણતા પામે છે ત્યારે પુદ્ગલોમા હારી બેઠેલા સભૂતિ બ્રહ્મદત્ત ચક્રવતી રૂપે થઇને પરિણામે નરકાગારદશા પામે છે

શ્રમણ ભગવાન મહાવીરના જીવનમા આરેના સર્વાંગ(?) સામેના—વિજયથી ( પ્રમસિદ્ધનુ વિધિયાત્મક સ્વરૂપ સપૂર્ણ સફળ રીતે દેખાય છ

---

× અગિયારના ગુણસ્થાનકેથી પણ ઉપશમ શ્રેણિવાળો સાધકનું પતન થઇ ઠેઠ પહેલે પાયે આવે છ એ માન્યતાનું બ્રહ્મદત્ત ચક્રવતી પણ થયેલા સભૂતિ પ્રમાણભૂત દષ્ટાંત છે

## : ઉપોદ્‌ઘાત

૦

હું સાચો કેમ કહેવાઉ ? હુ જનસમાજમા ઠીક કેમ ગણાઉ અને સુદર કેમ દેખાઉ ? આ ત્રણ પ્રકારની ભાવના જીવ માત્રમા પ્રબળપણે હોય છે અને એ ભાવના મૂળે તો સત્ય, શિવ અને સુદર એવા આત્માસ્વરૂપની છે, પણ "શરીર, પ્રાણ અને મન હુ છુ" એવુ જીવને ભાન રહે છે અથવા એનુ ભાન આવવાનો સભવ રહે છે, ત્યા લગી આ ભાવ, શારીરિક ઢબછબ, વાચિક બોલચાલ અને માનસિક સકલ્પવિકલ્પોમાં ઉતરીને કૃત્રિમતાનુ પોષણ વધુ ને વધુ કરે છે કૃત્રિમતાનુ પોષણ એટલા માટે કે આત્માના મૌલિક ધર્મો કદિ આત્માથી નિરાળા એવા શરીરાદિમા સ્વાભાવિક રીતે ઉદ્દ્ભવી શકે જ નહિ, જે ધર્મ સ્વભાવમા ન હોય તે લાવવા પ્રયત્ન કરવો એનુ જ નામ કૃત્રિમતાનુ પોષણ હમેશા વસ્તુ માત્રમા એ એક વ્યાપક નિયમ છે, કે એના સ્વાભાવિક ગુણોને ખીલવા માટે બહારની સામગ્રીની મદદ બહુ ઓછી પડે છે, જ્યારે વૈભાવિક ગુણો બહારની સામગ્રીની મદદ ખૂબ જ માગે છે, છતાત સ્વાભાવિક ગુણોથી પર હોઇ સ્થાયી રહેતા નથી અને વાસ્તવિક લિજ્જત પણ આપી શકતા નથી, એટલે આખરે સ્વાભાવિક ગુણો ખીલવવાના રાજમાર્ગ પર જ જીવને આવવુ પડે છે અને પ્રથમ લીધેલી બધી મદદ અને મહેનત નકામી જાય છે, એટલુ જ નહિ પણ એને લીધે સ્વાભાવિક ગુણો જેટલા દબાઇ જાય છે, તેમને ઊડાણમા જઈ ઊચા લાવવાનો પ્રયત્ન પણ કરવો પડે છે આ દૃષ્ટિએ નિર્ગ થતા એટલે આત્માના ગુણોને બહાર લાવી ખીલવ

દાતની શોભા, વસ્ત્ર–આભૂષણોની અગ ઉપરની ટાપટીપ, વાળોની સજાવટ અને સ્નાન વિલેપનને રસશાસ્ત્રમા શૃંગારરસના ઉદ્દીપક સાધનો તરીકે વર્ણવ્યા છે અને છે પણ એમ જ. એટલે શાતરસમાં નિરતર ઝીલતા સાધકને એ સહજ રીતે ન હોય પણ અહીં જે ભૂમિકા છે, તે હજુ એવી સહજ નથી એટલે જ કહે છે કે·—

"નગ્નપણુ, મુડન, અસ્નાન, અદતધાવન આદિ ભાવો
ત્યાં પોતાની જાત પ્રત્યે સાધવા જોઇએ .."

પણ અહીં પ્રશ્ન એ થાય કે શુ વસ્ત્ર ન રાખવા, માથુ મુંડાવવું, નહાવુ નહિ કે દાતણુ ન કરવુ એમા જ સાધુતા આવી ગઇ ? તો તો પછી ઘણા જણ લગોટીભર રહે છે માથુ મુડાવી અસખ્ય વેશધારી ભટકે છે સ્નાન અને દાતણ નહિ કરનારા કૈક એદી હોય છે એમનેય એ કારણે નિર્ગ્રંથ ગણવા ?

આનો ઉત્તર ત્રીજા ચરણમા આમ કહે છે કે —

**"કેશ, રોમ, નખ કે અગે શૃંગાર નહિ,"**

**અર્થાત્**—શૃગારના એ નિમિત્ત ગણાય છે એટલે એ દષ્ટિએ એમનો ત્યાગ અહીં પ્રાસગિક છે

---

**"विभूषावत्तियं भिक्खू, कम्म बंधई चिक्कणं;**
**संसारसायरे घोरे, जेण पडइ हुरुत्तरे."** (અ૦ ६–६६.

**અર્થ**—હું કેમ સુદર દેખાઉ" એવી દેહસૌદર્યવૃત્તિ રાખી શરીર વિભૂષાને નિમિત્તે જે ભિક્ષુ ચિકણાં કર્મ બાધે છે તે કર્મોના ભારે કરીને દુસ્તર અને ભયકર સસારસાગરમા પડે છે.

વવાની ઉત્કટ સાધના, આ રીતે જેમ ઉપરના કથનમા ભાવ સયમની દષ્ટિ જોઈ ગયા તેમ અહીં દ્રવ્યસયમની દષ્ટિ દેખાય છે સૂક્ષ્મ જગતમા એ સાધક કેવો હોવો ઘટે તે દર્શન બહુ અહીં પોતાની જાત પ્રત્યે સ્થૂળ જગતમા તે સાધક કેવો બનવો જોઈએ ? તે બતાવે છે

> નગ્નભાવ મુડભાવ સહ અસ્નાનતા,
> અદતધાવન આદિ પરમ પ્રસિદ્ધ જો,
> કેશ રોમ નખ કે અગે શૃગાર નહિ,
> દ્રવ્ય-ભાવ સયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો*(૯)અપૂર્વ

અર્થ દેહે દિગબર સાથે મુડો સ્નાનભાવથી પર તથા દાતણની સળી પણ નહિ રાખનાર–મતલબ કે (વસ્ત્ર, વાળ, સ્નાન અને દાતણ આદિ) શરીરસજાવટના સરજામની પ્રસિદ્ધ વસ્તુનો ત્યાગ કરનાર વાળ રોમ નખ કે અગમા લેશ પણ શૃગાર ન હોય એ રીતે દ્રવ્યે અને (આગાઉ કહ્યા મુજબ અને હવે પછી કહેવાય છે તે મુજબ) ભાવે પણ સયમી ભરપૂરસિદ્ધિનિર્ગ્રંથ હોય છે

હે નાથ ! એવો અપૂર્વ અવસર મારે માટે ક્યારે આવશે ?

ભાવાર્થ :—આ આખા શ્લોકનો ભાવ એ છે કે શરીર સુકુમારતા અને –દેહવિભૂષામાટે–એવો શ્રમણ કશીય પ્રવૃત્તિ ન કરે !+

* આ કડી આશ્રમ ભજનાવલી" મા આપેલા પદમા નથી અને એ જ રીતે બીજી પાચ કડીઓ નથી એટલે કે આશ્રમ ભજનાવલીના માત્ર પદર કડીઓ છે જ્યારે ઘણા પુસ્તકોમા કુલ એકવીશ કડીઓ દેખાય છે

\+ શ્રી દશવૈકાલિક સૂત્રમા જ ગાથા છે તે આ જ ભાવમાં છે

દાતની શોભા, વસ્ત્ર-આભૂષણોની અગ ઉપરની ટાપટીપ, વાળોની સજાવટ અને સ્નાન વિલેપનને રસશાસ્ત્રમાં શૃગારરસના ઉદ્દીપક સાધનો તરીકે વર્ણાવ્યા છે અને છે પણ એમ જ. એટલે શાંતરસમા નિરતર ઝીલતા સાધકને એ સહજ રીતે ન હોય પણ અહીં જે ભૂમિકા છે, તે હજુ એવી સહજ નથી એટલે જ કહે છે કે—

" નગ્નપણુ, મુડન, અસ્નાન, અદતધાવન આદિ ભાવો
ત્યા પોતાની જાત પ્રત્યે સાધવા જોઇએ. . "

પણ અહીં પ્રશ્ન એ થાય કે શુ વસ્ત્ર ન રાખવા, માથુ મુંડાવવુ, નહાવુ નહિ કે દાતણુ ન કરવુ એમા જ સાધુતા આવી ગઇ ? તો તો પછી ઘણા જણુ લગોટીભર રહે છે માથુ મુડાવી અસખ્ય વેશધારી ભટકે છે સ્નાન અને દાતણુ નહિ કરનારા કૈક એદી હોય છે એમનેય એ કારણે નિર્ગ્રથ ગણવા ?

આનો ઉત્તર ત્રીજા ચરણુમા આમ કહે છે કે ·—

" **કેશ, રોમ, નખ કે અગે શૃંગાર નહિ,** "

**અર્થાત્**—શૃગારના એ નિમિત્ત ગણાય છે એટલે એ દૃષ્ટિએ એમનો ત્યાગ અહીં પ્રાસગિક છે

---

" **विभूषावत्तियं भिक्खू, कम्म वंधई चिक्कणं;**
**संसारसायरे घोरे, जेण पडइ दुरुत्तरे.** " (અ૦ ૬-૬૬

**અર્થ**—હું કેમ સુદર દેખાઉ" એવી દેહસૌદર્યવૃત્તિ રાખી શરીર વિભૂષાને નિમિત્તે જે ભિક્ષુ ચિકણા કર્મ બાંધે છે તે કર્મોના ભારે કરીને દુસ્તર અને ભયકર સસારસાગરમા પડે છે.

દ્રવ્ય અને ભાવ, વ્યવહાર અને નિશ્ચય એ એક જ સિક્કાની બે બાજુઓ છે, એક જ ફુવારાની બે ધારાઓ છે દ્રવ્ય ન હોય ત્યા ભાવ હોય જ નહિ અને ભાવ હોય ત્યાં દ્રવ્ય ( દેખાય કે ન દેખાય તોય ) છે જ, એમ નિશ્ચયે જાણવુ દ્રવ્ય હોય છતા ભાવ ન હોય તો એ અધૂરુ છે, પણ ભાવ હોય ત્યા દ્રવ્ય ન દેખાય તોય એ અધૂરુ નથી. કારણ કે ત્યા દૃશ્યમાન દ્રવ્ય ન હોય તો અદૃશ્ય દ્રવ્ય તો અવશ્ય હોય

સારાશ કે –ભાવ એ મૂળ આત્મા છે, સદાય અમર છે।–પણ ભાવનાની બાજુને પકડી જો દ્રવ્યને કેવળ છોડી દેવાની પ્રવૃત્તિ થાય તો દ્રવ્યક્રિયા પણ છૂટી જાય ને ભાવ તો પહેલેથી જ છૂટેલો જ હોય। માટે વારવાર અનેક મહાપુરુષોએ ક્રિયા અને જ્ઞાન બને પર સમરૂપે ભાર આપ્યો છે* અને તેમા પણ "**पढमं नाण तओ किरिया**" એટલે કે પહેલુ જ્ઞાન જોઇએ, જ્ઞાન કહો અથવા "જવાબદારીનુ સક્રિયભાન હોવાપણુ" કહો એ બન્ને સરખુ છે+

અહી "જવાબદારીનુ સક્રિયભાન" એ શબ્દ મજૂર રાખીએ તો ક્રમે ક્રમે આરાધેલી એ ભૂમિકા જ એવી છે કે ત્યા

---

* ચેતન અબ મોહે દર્શન દીજે,
કોઇ ક્રિયાકો કહત મૂઢમતિ, ઔર જ્ઞાન કોઈ પ્યારો રે,
મિલત ભાવરસ દોઉમે પ્રગટત, તુ દોનેસે ન્યારો રે ચેતન,
( **જુઓ શ્રી યશોવિજયજી કૃત** )

\+ "જવાબદારીના સક્રિયભાન"ની વ્યાખ્યા માટે જુઓ —
"**સ્ફુરણાવલી**" માળા ૨–૨૪

સ્નાન, દાતણ, કેશગૂંથન કે વસ્ત્રપરિધાનની જરૂર જ ન રહે. છતાંય અંગશુદ્ધિ, મુખશુદ્ધિ, આરોગ્ય અને સ્વભાવિકતા જળવાઈ રહે. પણ એ ભૂમિકાને પહોંચવાની સાધનામાં શરીરશૃંગાર અથવા દેહમૂર્છાને ઉત્તેજનાર સાધનોથી જેમ બને તેમ છૂટવાનો પુરુષાર્થ હોવો જોઈએ. જેમ સ્પષ્ટાદિરાગ શૃંગારમોહ પોષવાનો ભય રહેલો છે તેમ શૃંગારને ઉત્તેજક બાહ્યસાધનોના અતિ સહવાસથી એક વખતની વિરક્તવૃત્તિ પણ વિકૃતમાર્ગે વળી જવાનો વધુ ભય રહેલો જ છે

માટે, હે ભગવન્ ! એવી સહજ દશાનો
અપૂર્વ અવસર ક્યારે આવશે.. ?



## ઉપસંહાર

રસની પરાકાષ્ઠા શાન્ત રસમાં છે" એમ રસશાસ્ત્ર વદે છે " કળાની પરાકાષ્ઠા અનાસક્ત ભાવમાં છે " એમ કળાનો આત્મા ઉચ્ચરે છે અને પ્રેમની પરાકાષ્ઠા વત્સલરસમાં છે" એમ સૌંદર્યશાસ્ત્રી બોલે છે એ યથાર્થ જ છે જ્યાં જેટલી નૈસર્ગિકતા ત્યાં તેટલા જ એ સહ

માનવબુદ્ધિએ મનુષ્યને નૈસર્ગિકતાથી જેટલો વેગળો કર્યો છે ત્યાંથી / અને ઉપરની ટાપટીપ, ભભકો અને રંગરાગની દુનિયા ભળે વળગી છે વિકારીવિકલ્પો અને દેહમૂર્છાને લીધે થતા ખાનપાન અને રહન સહન એના પ્રસ્વાદ અને મળની બદબો વધારી મૂકે છે

વનમા સ્વતત્ર વિહરનારાં અને ઉડ્ડયન કરનારાં પશુ-પખીઓમા અદ્દભૂત સૌંદર્ય, રસિકતા અને કળાનો ખજાનો ભર્યો હોય છે, છતા એ જાળવવા માટે એમને કશીય અટપટી ખટપટ કરવાની હોતી નથી.

એમ નિસર્ગના શિવ સુંદર અને સત્ય માર્ગમાં શ્રમણને શરીરસત્કારની કશીય ભાંજગડ કરવી નથી પડતી, તોય એનુ જળહળતુ શિવ, સુદર અને સત્ય સ્વરૂપ વિશ્વપ્રેરક અને સર્વાકર્ષક રહી શકે છે

**શત્રુ-મિત્ર; પ્રત્યે વર્તે સમદર્શિતા**
**માન-અમાને વર્તે તે જ સ્વભાવ જો.**
**જીવિત કે મરણે નહિ ન્યૂનાધિકતા,**
**ભવ-મોક્ષે પણ વર્તે શુદ્ધસ્વભાવ× જો ૧૦*અપૂર્વ**

**ભાવાર્થ** —(ક્રોધ, માન, માયા અને લોભનો સપૂર્ણ વિજય મેળવ્યો છે કે કેમ ? એની ખાતરી મળી ચૂકયા પછી, એ વિજયનુ જીવત પરિણામ જે કઈ હોવુ જોઇએ તે આ છે.—)

---

× ઘણી પ્રતોમા 'સ્વભાવ'ને બદલે 'સમભાવ' છે

* આ આખી કડીમા સમભાવની પરાકાષ્ઠા જ બતાવવાની છે, એમ છતા આ સહજ કાવ્યના રચયિતા પુરુષે, "શત્રુ અને મિત્ર પ્રત્યે" "સમદર્શિતા" શબ્દ વાપર્યો છે "માન અપમાન તે જ સ્વભાવ" અર્થાત્ એ રીતે સમભાવ સૂચિત કર્યો છે જીવિત કે મરણ વચ્ચે અન્યૂનાધિકતા અને ભવ તથા મોક્ષ વિષે "શુદ્ધ સ્વભાવ" પદ મૂકયુ છે. એ યોજના ખૂબ રહસ્યમય

શત્રુ અને મિત્ર એવા વિરોધાત્મક શબ્દોનો સ્મૃતિકોષ બદલી જાય અને એથી શત્રુ અને મિત્ર બન્ને તરફ અમીદૃષ્ટિ એક શી પડે ! માન અને અપમાનમાં પણ સહજ રીતે એવી જ સમતા કાયમ ટકે અર્થાત્ મનના ત્રાજવામાં એ બન્નેની કશીય અસર ન થાય, એ જ રીતે જીવવું અને મરવું એ બન્ને પીડી

---

થઈ છે તે વખતે એમણે એ બધા પદો એવા વિચારપૂર્વક મૂક્યા હશે, એમ નિશ્ચયપણે કહેવાય નહિ. પરંતુ સ્ફુરણા એ પોતે જ એવી સહજ છે કે યથાર્થતા એની મેળે એચી લાવે છે શત્રુ અને મિત્ર તો વ્યક્તિ છે એટલે ત્યાં સમદર્શિતા જ ઘટે છે માન અને અપમાન એ પોતે પરિસ્થિતિ છે અને તેની સીધી અસર ભાવ ઉપર થાય છે માટે ત્યાં "તે જ સ્વભાવ એ" એ જ ઘટિત છે જીવિત અને મરણ બન્ને વચ્ચેની ન્યૂનાધિકતાનો સંસ્કાર અનાદિ કાળથી દૃઢ છે એટલે જ ત્યાં અન્યૂનાધિકતા પદ સમભાવ" ને સૂચવવા માટે મૂકાઈ ગયું છે તે યથાર્થ છે એમ ઉપરની ત્રણે ઘટનાઓ સંસારની વચ્ચેની હતી એટલે 'સમભાવ ઘટે છે પણ ભવ અને મોક્ષ વચ્ચે સમભાવ કેમ ઘટે છે ? કારણ કે ઉપરની ઘટનાઓ તો માત્ર ભ્રાન્તિથી ભિન્ન દેખાતી હતી પણ આ બન્ને દશા તો સદાકાળથી પરસ્પર સ્વયં વિરોધી હતી છે અને રહેશે એટલે ત્યાં સમભાવ સૂચવવા માટે શુદ્ધ સ્વભાવ પદ બંધબેસતું થઈ શકે અને તે જ પદ સહજ રીતે આવી ગયું છે એવો સાધક સંસારમાં છે ત્યાં લગી એને મોક્ષનો અનુભવ નથી પણ શુદ્ધ સ્વભાવનો છે એટલે એ એ જ અનુભવમાં ઝીલી શકે અને ઝીલે×

× એમાં સમભાવનું રહસ્ય સહેજે આવી જાય છે

કોઇપણ દશા તરફ પણ ઓછો–અધિકો ભાવ ન આવે એટલે કે એ બન્ને દશામા પણ યથાર્થ સમાનતા ભાસે અને સસાર તથા મોક્ષ એ બન્ને દશા પ્રત્યે પણ શુદ્ધ સ્વભાવ રહે ! અર્થાત્ સસારમા રહેવા છતા નિર્લેપતાથી મોક્ષાનદનો લહાવો લેવાની તૈયારી હોય એટલે એને ન તો સંસાર પ્રત્યે ઉકળાટ થાય કે ન તો મોક્ષનોય મોહ થાય !

અહો જિનેશ્વર !....!

એવો અપૂર્વ અવસર કયારે આવશે ?

**વિવેચનો** – મોહસાગરનો કિનારો દેખી હવે સાધકની આખડી થનગન થનગન નાચે છે ભૂમિકા ત્રણ–શુદ્ધિ, સિદ્ધિ અને મુકિત–પૈકીની સિદ્ધિને ઉબરે એની સાધનાનૌકા પહોચી આવી છે જે સાધક જે ભૂમિકાએ પહોચવાનો હોય છે, તે પહેલા જ એની એ ભૂમિકાને યોગ્ય દશા હોય છે ! આવા સાધકની શી દશા હોય છે ? તે સ્પષ્ટ કરતા કહે છે કે –

**"શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા,"**

શત્રુ અને મિત્ર બન્ને તરફ સ્વભાવિક સમદર્શીપણું. આવુ સમદર્શીપણુ તો ત્યારે જ રહે કે, જ્યારે શત્રુ અને મિત્ર બન્નેમા એને એક જ તત્ત્વ દેખાતુ હોય ! કળિયાતાના (સત્વરસ) પાણીને સાકરનુ પાણી માની પીવુ એ એક વાત છે અને કળિયાતાંના કટુરસમા રહેલા રસપણાની જે વાસ્તવિક લિજ્જત છે, તેને એવા પ્રકારની વાસ્તવિક રસવૃત્તિથી ઓળખી સાચો રસોપભોગ કરવો એ બીજી વાત છે કડવાસમાં પણ રસની મીઠાશ તો છે જ, ભલે પછી જીભ પોતાની હમેશની જુદી

પડેલી ટેવને લીધે એ મીઠાશને ન અનુભવી શકે ! કાચી ચીજમા પણ રસની સ્વાભાવિક મીઠાશ ન હોત તો લિંબડા ઊંટને પ્યારો ન લાગત ! ! ! જેમ ઇંદ્રિયોની ઉપરની આસક્તિઓને લીધે પદાર્થના સ્વાભાવિક રસની યથાર્થતા નથી અનુભવાતી એ જ રીતે વૃત્તિમાં રહેલી કષાયોની કાળાશને લીધે જગતમા રહેલી શુક્લતા નથી પેખાતી અને એથી વિભાવજન્ય પ્રવૃત્તિમા આત્મા જૂ થાઇ જાય છે

ક્રોધ તદ્દન નાબૂદ થયા પછી તુરત જ પ્રીતિના રસઝરણા અસ્ખલિત વહેવા માડે છે અને સર્વત્ર ચેતનનુ વિલસતુ તેજ નજરે પડે છે જેમ "એક્સ રેયઝ્" લેવાના યત્રની રચના જ એવી છે કે જેમા સામઠીના પડની પેલી પારના પ્રતિબિંબ પડે છે તે જ રીતે આવી દશામા રહેલા સાધકનાં આવરણયુગ્મો ઉપરની ઉપાધિજન્ય ક્રિયાને ચીરી એની પાછળના મૂળ આત્માને નિહાળે છે આથી એને જગતનાં કોઇપણ પ્રાણીની સારી કે માઠી કોઇપણ પ્રવૃત્તિ લેશમાત્ર અસમતા ઉપજાવવા સમર્થ થતી નથી

અહીં એ પ્રશ્ન થાય કે તો પછી એવા પ્રીતિરસ પુરુષને શત્રુ હોય જ શાનો ?

એ તો દેખીતુ જ છે કે એની દષ્ટિમા હવે શત્રુતા ન હોય, એટલે એને શત્રુ ન જ હોય પણ આવી દશા થવા પહેલા જે એનો શત્રુ થઈ ચૂક્યો હોય એને લગતી આ વાત છે તો કે એના પોતાના વિષે રહેલી નિઃશત્રુભાવનાની અસર પ્રથમના કારણોથી થયેલા શત્રુહૃદયને વહેલામોડી પણ અવશ્ય

પહોચે જ. પરતુ જ્યા લગી એ સામેની વ્યક્તિને પૂરેપૂરી અસર ન પહોચી હોય ત્યા લગી એનુ (સામાનુ) વર્તન, આવા ઉચ્ચ કોટિના બંધુતાપૂર્ણ સાધક પ્રત્યે પણ શત્રુતાભર્યું રહે એ બનવા યોગ્ય છે.

આવા કટોકટીને પ્રસગે પણ એની સહજ સમતા ટકી રહે એટલું જ નહિ બલ્કે એ સહજ સમતાના સમગ્રબળે કરીને એના તરફ મિત્રવત્ અકૃત્રિમવર્તન રાખી શકે ત્યારે જાણવુ કે એ દશા સમભાવની પરાકાષ્ઠાની છે

આપણે ગત આઠમી કડીને છેડે શ્રમણ ભગવાન મહાવીર પ્રભુની દશાનુ ચિત્ર જોઇ ગયા, એની સાથે આ ભૂમિકા બરાબર બંધબેસતી છે. શત્રુભાવ ધરાવતા ગોશાલક પ્રત્યે અને ચરણ-ચુંબતા જ્ઞાની શિષ્ય, ગૌતમ પ્રત્યે એ પ્રભુની સમદર્શિતા ટકી હતી. એ એની સમતાની પરાકાષ્ઠાની મહોરછાપ છે

શિષ્યલિપ્સા ન હોવા છતા શિષ્યભાવે ગોશાલક રહે એમા એમણે (પ્રભુએ) એનુ (ગોશાલકનુ) શ્રેય જોયુ પરંતુ શિષ્ય, પછી શત્રુ થાય, ગુરુકૃપાએ મેળવેલી શક્તિનો દુરુપયોગ એ જ ઉપકારી ગુરુ સામે કરે પોતાની નામના વધારવા ખાતર પરમકૃપાળુ ગુરુદેવની પ્રતિભા સામે ધૂળ ફેકે—નિદા કરે—અને ગુરુદેવના નિખાલસ આત્માને દભી દેખાડવા સુધીની રાક્ષસીવૃત્તિ સેવે; એમ છતા એના પ્રત્યે પૂર્વવત્ ભાવ ટકી રહે, વર્તનથી કે વાણીથી જ નહિ પણ મનથી પણ એનુ અહિત ન ચિતવે, આ દશા ખરેખર વર્ણનાતીત છે! અકલ્પ્ય છે। તોય જેને એ સહજ છે, તેને એ સહજ છે બલાત્કારે આવી દશા ન જ લાવી શકાય ! ને બલાત્કારે આવી હોય તો ટકે પણ નહિ ! બહુ ઉપસર્ગ

કરનારા પ્રત્યે ક્રોધ શમી શકનાર પુરુષ પણ પોતાના અંગભૂત શિષ્યના આવા વતનને—"સપૂર્ણ સિદ્ધિ ન પામ્યો હોય ત્યા લગી" ન સાખી શકે! શ્રમણ ભગવાનનો આત્મા સિદ્ધિની ભૂમિકા વગાવી ગયો હતો; એટલે જ તેઓ ગોશાલકની બધી ક્રિયા પાછળ એનો આત્મા જ જોઇ શકતા હતા ગોશાલકની વૈરગીલી વૃત્તિ એનું પૂર્વવૈર વાળવા આ બધુ કરાવતી હતી પણ અંદરનો એનો આત્મા તો એ બધુ કરતા કરતાય કંપાતો હતો. આથી પરિણામે-આખરે- મૃત્યુ વેળાએ પણ ગોશાલકનો હૃદયપલટો જરૂર થયો અને સંસ્કૃતિના ઇતિવૃત્ત માટે આ સુવર્ણસૂત્ર ખરી પડયુ કે —

'ન અપરાધ એકાકી, પાત્રે કદીય જન્મતો,
જન્મે તોય સખા! સાથોસાથ એ જ ખરી પડે"

આવ દષ્ટાંઓ વદે છે કે —

શ્રમણ ભગવાન મહાવીરના નામે ઓળખાતા ખોળિયામા રહેલા જીવે, પૂર્વભવે 'ગોશાલક ના આત્મા સાથે એના પૂર્વ જ નમા એ પ્રકારનું વેર બાધ્યુ હતુ વૈરનો બદલો પ્રીતિથી વાળ્યો અને નવા વૈરના કારણો ગયા, એટલે લૂખા સાથે લૂખુ કેમ ચાટે? તુરત ખરી પડયુ એટલુ જ નહિ બલ્કે ભગવાનની અનતતાનો માપ અને પણ લા યા જયકાર કહે છે કે, અનેક જ મોને અત પણ અના આ મા નિશ્ચયે મુક્તિપ્રતિષ્ઠા પામશે.×

સમદર્શિતાનુ ચિહ્ન જેવુ બીજુ અ છ કે —

× જુઓ શ્રી ભગવતીસૂત્ર શતક પદરમો

## "માન અમાને વર્તે તે જ સ્વભાવ જો."

જેમ ક્રોધ ગળ્યા પછી, શત્રુતા વિદારવી સહેલી છે, તેમ અભિમાન ઓગળ્યા પછી માન–અપમાન જિતવા સહેલા છે, પણ ઉપરની દશા કરતા આ દશા એક ડગલુ આગળની છે બધા જીવો પ્રત્યે મિત્રભાવ રાખનાર વિશ્વપ્રેમીને પણ માનપમાનની વૈતરણી તરવી તો મુશ્કેલ થઈ પડે! અહી જે માનાપમાનની વાત છે તે બહુ જ ઝીણી છે એક પળે આખી દુનિયા એકી અવાજે પોતાને 'પ્રભુ' માની હૈયાને ફૂલડે વધાવતી હોય મહાપ્રભુનો સાક્ષાત્ અવતાર માનતી હોય, એવામા જ આખી દુનિયાનુ માનસ પલટી નાખે એવી શકિતધર કોઇ વ્યકિત આવીને પોતાની પ્રતિભાને ઝાખી પાડી દે! એટલે પરિણામે બીજી જ પળે ધિક્કાર કે ફિટકારની–એ જ દુનિયાને મુખેથી ઝડી વરસાવા માડે આ બન્ને દશાને સહી લેવી એ તો શલ્યની જેમ ખૂચે એવા ખીલાપર ઘસઘસાટ ઊંઘી જવા જેવી વાત છે, પરતુ એને સહી લેનાર વીરલા હજુય મળી આવે, પણ આગળનુ કે પાછળનુ રૂવાડુય ન ફરકે, ન તો એ વ્યકિત તરફ કે, ન તો દુનિયા તરફ! એવી સ્થિરતાના સ્તભ મળવા મર્ત્યલોકમા તો અત્યત, અત્યત દુર્લભ!

જેના કાનમા કેવળ પરમાત્માની મધુરબસી સિવાય કશુ જ ન સભળાતુ હોય, સભળાતુ હોય તો જેની સ્મૃતિ પકડી શકતી ન હોય, પકડતી હોય તો ક્ષણથી વધુ એ ટકતુ ન હોય એ જ રીતે બધી ઇદ્રિયો પરમાત્માને રગે રંગાઇ ગઈ હોય તે જ ત્યા સમ રહી શકે, બીજાના ગજા નથી મન, બુદ્ધિ, ચિત્ત, પ્રાણ, આદિ અદરના કરણો પ્રભુમય બને, પણ એ પ્રભુમય

વિજ્ઞાન ઇન્દ્રિયોમાં જ્યાં લગી ન ઊતરે ત્યાં લગી સાધના અધૂરી છે

"પ્રશંસાની આવે, જહિંથી ખુશબો, એ મધુરવી;
તહીં ઊંડે નિંદા, તણી જ બદબો છે નસી રહી"

આ નૈસર્ગિકવિજ્ઞાન જે સાધકને પ્રથમથી સહજ હોય તે પ્રશંસાના તથા નિંદાનાં સબળાં મોજાંને જિતી શકે પ્રશંસાનો એક બોલ સાંભળવામાં ખોટી થયા કે નિંદાના સો બોલ સાંભળવા માટે ઊભા રાખવાની, એ જ ટેવાયેલી વૃત્તિ, તેઓ ઊભી કરે છે ચક્રવતી સમોવઠાના વંદન-નમસ્કાર ન લેવા માટે લોકકહેવત પ્રમાણે આંખ આડા કાન ધરી શકાય પણ સ્તુતિવચનો વખતે કાન આડું શું ધરવું? એ કે જે આંખ આડા કાન કરવાની તરકીબ આવે છે એ કાન આડા પૂમડાં ધરવાની તરકીબ પણ સાધી જ લે છે પણ એ કલાશિક્ષણ એથી વધુ આકરું તો છે જ આ તો સ્વમાનનેય મૂકીને પી જવા જેવી અત્યંત આત્મવિલોપનની ભૂમિકા છે

પરંતુ સિદ્ધિને ઊંબરે આવેલાની દશા તો આથી પણ ઊંચી હોય છે એ બતાવતા ચરણો આગળ નમે છે ને કહે છે –

જીવિત કે મરણે એ નહિ ન્યૂનાધિકતા,"

જીવિત અને મરણ એ બન્નેની પાછળ અનંતજીવનનો જેને સાક્ષાત્કાર થયા ત્યાંને એ બેય દશા સરખી લાગે કોઈમાં ન ઓછપ લાગે કે ન અધિકતા! મૂવાનો વેળા આવે છે ત્યારે ગતિ થાય છે એક ભાગ અ લ કા આરામ છે, બીજે સ્થળે ઠલવાય છે પાણી ના છે અન પાન પણ છે જ જ્યાં

લગી ચક્ર ચાલે છે, ત્યા લગી એમ જ બનવાનુ. જગતનુ આવું દર્શન જેણે કર્યું છે એને મરણ અને જીવતર, એ માત્ર જીવનના મધ્યબિંદુને ઉદ્દેશીને ગતિ કરતા બે સમાન ચક્રો સિવાય બીજું શુ લાગશે? આવા સાધકને વૃદ્ધાવસ્થા કે ક્ષીણ થયેલી કાયા, જીર્ણવસ્ત્ર જેવી નહિ લાગે ! (કે જેથી "જીર્ણાનિ વસ્ત્રાણિ વિહાય" નવું સર્જવુ પડે) પણ જીવનને હૂંફ આપતી સહચારિણી લાગશે ! એથી એ ટકે તોય એનો આનંદ કાયમ રહેશે અને નહિ ટકે તોય એનો આનંદ અખંડ રહેશે જો કે જગતને એ શરીર મહાઉપકારક નીવડયુ હોય અને નીવડતુ હોય તેથી જગત એમ ઇચ્છે કે લંબાય તો સારુ અને એવા ઉપાય પણ યોજવા જગત કે એના ભક્તો ઇચ્છે, પરંતુ એ પુરુષને પોતાને અકુદરતી એવી કશી ઇચ્છા જ સ્વપ્નેય ન થાય કારણ કે ખરી વાત તો એ છે કે આટલે આવ્યા પછી એને માટે હવે મૃત્યુ પોતે જ ભવચક્રનો છેલ્લો આંટો છે પણ તોય-એ જીવિત મોહ છૂટી ગયા પછી અને આ જીવિતને અંતે મોક્ષ નિકટ જ વર્તે છે એમ સ્પષ્ટ નિશ્ચય હોવા છતાય-જેમ-જીવિનને ન વાચ્છે તેમ મૃત્યુને પણ ન વાચ્છે એથી જ કહે છે કે :—

**"ભવ મોક્ષે પણ વર્તે શુદ્ધ સ્વભાવ જો;"**

વાસ્તવિક રીતે જોતા તો મોક્ષ જેને માટે દોડતો આવ્યો, એને મોક્ષની લોલુપતા પણ શાની રહે ? "**कषायमुक्तिः किल सैव मुक्तिः**" મા નર્યું સત્ય છે, કારણ કે કષાયમુક્તિ પછી; સ્વેચ્છાએ કશુ જ કરવાપણુ રહેતુ નથી પણ અહી હજુ એ કિનારે નાવ પહોચ્યુ નથી, એટલે જ અંતર્યામી પાસે એ યાચના છે કે —"તે ઉભયમાં શુદ્ધ સ્વભાવ વર્તે એવી મુજ

દશા હો!" શુદ્ધ સ્વભાવ વર્તે એટલે કેવળ આત્મભાવ વર્તે! કારણ કે કાંઠે દેખાય અને શરતચૂક થાય તોય ડૂબવું પડે! આવે વખતે તો ઊલટું વધુ ચેતતું રહેવાની જરૂર રહે છે બહુ ઉપવાસ કરવા હજુય સહેલા, પણ પારણાને સમયે પદાર્થ થાળીમાં આવ્યા અને સહેજે ધીરજ ટકવી તથા આસક્તિયાપણાનો લેપ સ્વાભાવિક રીતે મનમાંય ન લાગવા દેવો એ તો દુષ્કર, અતિદુષ્કર...

માટે જ કહે છે—'ભવ અને મોક્ષ એ બન્ને ત્રાજવા સમાન રહે એવો શુદ્ધ સ્વભાવ રહેવો જોઈએ!' "ભવસાગર સબ સૂખ ગયા હૈ ફિકર નહિ મુઝે તરનનકી" એટલું જ નહિ પણ તરવા છતાં કિનારો દેખાવા છતાં, ન તો કિનારો જલદી મેળવી લેવાનો મોહ થાય કે ન તો તરવામાં ઢીલ થાય. અર્થાત્ કે આવે વખત અનાસક્તિમય કેવળ આત્મભાવમાં તલ્લીન જ રહેવાય!

અહો ત્રિલોકનાથ એ દશા ક્યારે આવશે?



: ઉપસંહાર

નિર્ભયતાની પરાકાષ્ઠા પૂર્ણતા સુધી પણ ભયનો અંકુર રહ્યા જ છે અને ભય છે ત્યાં લગી ભયના નિમિત્તભૂત દુર્વિચારો સામે નિર્ભયતાની ઢાલ ધરી જ રાખવી રહી!

ઉપોદ્ઘાત

મૂળ આત્મા એક હતા અની શાખ શ્રુતિ* અને શાસ્ત્ર

* 'एकमेवाद्वितीयं ब्रह्म' एकोऽहंबहुस्याम्" श्रुति "
'एगे आया ठाणांग सूत्रांक १

બન્ને પૂરે છે જે કામનાની વિવિધતાથી એ બહુરૂપી બની શકે એ જ કામનાના વિજયથી એ પોતાની એકરૂપતા પામે, એ સમજાય તેવું છે પણ જગત તો હમેશા બહુરૂપી છે જ, અને રહેવાનુ કારણુ કે એ એનો સ્વભાવ છે એટલે એની બહુરૂપતામા એકરૂપતાને કાયમ ટકાવવા માટે આત્માના એકત્વની ઝાખી એવી દૃઢ થવી જોઇએ કે જે સર્વસંયોગો સામે બરાબર ટકી રહે .×

એવી પરમ સિદ્ધિની સાધના માટે ઉપર સૂક્ષ્મપ્રવૃત્તિની વાત થઇ વળી અહીં ફરીને સ્થૂળપ્રવૃત્તિની યાદી આવે છે. આ કડીમા તો મુખ્યત્વે નિર્ગ્રંથની દિનચર્યાનો ઉલ્લેખ છે પણુ એ દ્વારા નીડરતા, નૈતિક હિમ્મત અને પ્રેમ વચ્ચેનુ રહસ્ય પ્રગટ થાય છે..

**એકાકી વિચરતો વળી સ્મશાનમાં,**
**વળી પર્વતમા વાઘસિંહ સંયોગ જો;**
**અડોલ આસનને મનમાં નહિ ક્ષોભતા,**
**પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો (૧૧) અપૂર્વ,**

---

જો કે જૈન દૃષ્ટિએ 'આત્મા એક'નો અર્થ જગતમા એકજ આત્મા છે અને જીવો એના જ વિવિધ અંશ રૂપ છે, એ ભાવમાં નથી જીવો જુદા જુદા અનંત છે, છતા એ બધાનો સ્વભાવ એકજ છે, એ ભાવમા છે

× न सन्ति वाह्या मम केचनाऽर्थी,
भवामि तेषां न कदाचनाहम्
इत्थ विनिश्चित्य विमुच्य ॥ (દિ. જૈ સા )

દશા હો!" શુદ્ધ સ્વભાવ વર્તે એટલે કેવળ આત્મભાવ વર્તે! કારણ કે કાંઠે દેખાય અને શરતચૂક થાય તોય ડૂબવું પડે! આવે વખતે તો ઊલટું વધુ ચેતતા રહેવાની જરૂર રહે છે બહુ ઉપવાસ કરવા કદાચ સહેલા, પણ પારણાને સમયે પદાર્થ થાળીમાં આવ્યા અને સહેજે ધીરજ ટકવી તથા અનાસક્તિયાપણાનો ચેપ સ્વાભાવિક રીતે મનમાય ન લાગવા દેવો એ તો દુષ્કર, અતિદુષ્કર...

માટે જ કહે છે—"ભવ અને મોક્ષ એ બન્ને ત્રાજવાં સમાન રહે એવો શુદ્ધ સ્વભાવ રહેવો જોઈએ!" "ભવસાગર સબ સુખ ગયા હૈ ફિકર નહિ મુઝે તરનનકી" એટલું જ નહિ પણ તરવા છતાં, કિનારો દેખાવા છતાં, ન તો કિનારો જલદી મેળવી લેવાનો મોહ થાય કે ન તો તરવામાં ઢીલ થાય અર્થાત્ કે આવે વખતે અનાસક્તિમય કેવળ આત્મભાવમાં તલ્લીન જ રહેવાય!

અહો ત્રિલોકનાથ એ દશા ક્યારે આવશે?



: ઉપસંહાર

નિર્ભયતાની પરાકાષ્ઠા પૂર્વક્ષણ સુધી પણ ભયનો અંકુર રહ્યા જ છે અને ભય છે ત્યાં લગી ભયના નિમિત્તભૂત હથિયારો સામે નિર્ભયતાની ઢાલ ધરી જ રાખવી રહી!

ઉપોદ્ઘાત

મૂળ આત્મા એક હતો. એની શાખ શ્રુતિ* અને શાસ્ત્ર

*"एकमत्राद्वितीयं ब्रह्म" एकोऽहंबहुस्याम्" श्रुति"
"एगे आया" જૈન ઠાણાંગ સૂત્રાંક ૧

બન્ને પૂરે છે જે કામનાની વિવિધતાથી એ બહુરૂપી બની શકે એ જ કામનાના વિજયથી એ પોતાની એકરૂપતા પામે, એ સમજાય તેવું છે પણ જગત તો હમેશા બહુરૂપી છે જ, અને રહેવાનુ કારણ કે એ એનો સ્વભાવ છે એટલે એની બહુરૂપતામાં એકરૂપતાને કાયમ ટકાવવા માટે આત્માના એકત્વની ઝાંખી એવી દૃઢ થવી જોઇએ કે જે સર્વસયોગો સામે બરાબર ટકી રહે. ×

એવી પરમ સિદ્ધિની સાધના માટે ઉપર સૂક્ષ્મપ્રવૃત્તિની વાત થઇ વળી અહીં ફરીને સ્થૂળપ્રવૃત્તિની યાદી આવે છે આ કડીમા તો મુખ્યત્વે નિર્ગ્રંથની દિનચર્યાનો ઉલ્લેખ છે પણ એ દ્વારા નીડરતા, નૈતિક હિમ્મત અને પ્રેમ વચ્ચેનુ રહસ્ય પ્રગટ થાય છે...

**એકાકી વિચરતો વળી સ્મશાનમાં,**
**વળી પર્વતમાં વાઘસિંહ સયોગ જો;**
**અડોલ આસનને મનમાં નહિ ક્ષોભતા,**
**પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો (૧૧) અપૂર્વ,**

---

જો કે જૈન દૃષ્ટિએ 'આત્મા એક'નો અર્થ જગતમા એકજ આત્મા છે અને જીવો એના જ વિવિધ અશ રૂપ છે, એ ભાવમા નથી જીવો જુદા જુદા અનત છે, છતા એ બધાનો સ્વભાવ એકજ છે, એ ભાવમા છે

× न सन्ति बाह्या मम केचनाऽर्था,
भवामि तेषां न कदाचनाहम्
इत्थं विनिश्चित्य विमुच्य ॥ ( दि जै सा )

અર્થ —એકાકી અને તે પણ સ્મશાન જેવા ભીષણ સ્થાનમાં વિચરવું વળી જ્યાં વાઘસિંહાદિના સંયોગનો વારંવાર સંભવ હોય, તેવા પર્વતાદિસ્થાનોમાં રહી સાધના કરવી; એવા મહાભયંકર જીવો પાસે આવે તોય અડોલ આસને બેસી રહેવું એટલું જ નહિ બલ્કે મનમાંય ક્ષોભ ન થવા દેવો અને જાણે પરમ સ્નેહી મિત્ર કાં ન આવી મળ્યા હોય! એવી પ્રેમળ સ્થિતિનો અનુભવ કરવો!! હે, જગદ્વલ્લભ!

—એવો અપૂર્વ અવસર હું ક્યારે પામીશ?

વિવેચન - કડીના પ્રથમ પ્રારંભમાં "એકાકી વિચરતો" વાંચતા જ એકલા શા માટે વિચરવું? એ પ્રશ્ન થાય એનો ઉત્તર એ છે કે જેમ અહીં "એકાકી" શબ્દ અતડાપણાના ભાવમાં નથી, તેમ સ્વચ્છંદથી કે કોઈ મનસ્વી તોરથી એકલા ભમ્યા કરવાના ભાવમાં પણ નથી. અહીં 'એકાકી" શબ્દ એકાંતપણે સાધના કરવાના હેતુએ મૂકાયો છે

જો એ અતડાપણાને ભાવે વિચરવા ઇચ્છે તો "मित्ती मे सव्वभूएसु" + એટલે કે સર્વ જીવો સાથેની મૈત્રીની સાંકળ સાધી ન શકે અને સર્વ જીવો સાથે અદ્વૈતતા આરાધી ન શકે વળી જો એ સ્વચ્છંદતાથી એકલા ફરવાનું પસંદ કરે તો પોતાની કામનાની જાળમાં એવો ફસાઈ જાય કે "पावोऽवि पावाइ विवज्जयन्तो, सुहसुहेणं विहरेज्जलोए" × એટલે કે

+ આવશ્યકસૂત્રની ગાથા.

× દશવૈકાલિક અ ૪-૯ તથા ઉત્તરાધ્યયન સૂત્ર અ૦ ૩૨ ૫

લોકમાં વિહરવા છતા પાપથી નિર્લેપ રહી સુખ મેળવવુ જોઈએ! તે મેળવી શકે નહિ

હવે બીજો પ્રશ્ન એ થાય કે એકાંતપણે સાધના કરવાનુ કહેવામા પ્રયોજન શુ હશે?

આનો ઉત્તર તો સ્પષ્ટ જ છે કે –

"ઉદાત્ત ધ્યેયની વફાદારી માટે એકાત એ સર્વ શ્રેષ્ઠ સાધન છે

એકવાર લોકરૂઢવાતાવરણથી અને સ્થૂળસગ માત્રથી નિરાળા થયા વિના મૌલિક વિચારની ભૂમિકા જ દુર્ગમ્ય છે અને મૌલિક વિચાર ન જાગે ત્યા લગી વિશ્વનુ મૌલિક વિજ્ઞાન સંભવે જ નહિ! તો પછી વીતરાગભાવની સ્થિતિ કેવી....?

આટલુ સ્વીકારીને પણ એ દલીલ થઈ શકે કે, તોય સગત્યાગી પુરુષ પણ એકાકી ન વિચરતા સમાન ભૂમિકાના કે સરખા ધ્યેયે વિહરતા સહચારીઓ સાથે વિચરે તો શુ ખોટુ?

આ દલીલ પાછળ કેટલુક તથ્ય છે ખરુ, પીઠભૂમિકાનુ ઘડતર બરાબર ન હોય, ત્યા લગી એ સહચાર અનિવાર્ય પણ સઘબધારણમા× ગણાયો છે પરતુ જેમ એ સહચાર સાધક છે, તેમ ઉત્કૃષ્ટકક્ષા માટે બાધક પણ છે જ, એ વાત ભૂલવી જોઇતી નથી કારણ કે સહચારીઓના સગનુ સૂક્ષ્મમમત્વ અને મળતું અવલબન અને સર્વાગઅસગતા અને સ્વાવલબી સાધનામા ઉડ્ડયન કરતા રોકી રાખે છે એથી પાખો મજબૂત

× જુઓ શ્રી આચારગ સૂત્ર ૫—૪—૧.

થયા પછી વિહંગમ જેમ વ્યોમવિહારમા પગરણુ માંડે છે, એમ એવો સાધક એ માર્ગે પગરણ માંડી –એટલે કે "**एगन्तसुही मुणी वीयरागी**" અર્થાત્ 'વિરક્ત ભાવમા નિમગ્ન રહી એકાંતનું સુખ સંવેદે છે!!!"+

હવે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે, આવું યથાર્થ એકાંત એને વિશ્વવ્યાપક વિશુદ્ધપ્રેમથી છૂટો નથી પાડતું પણ એવા અખંડ પ્રેમગંગા જે જે બાધક કારણો છે, તે દૂર કરી ઊલટું પ્રેમસિંધુમા મગ્નવાનો માર્ગ ખરેખર ખુલો કરે છે! પ્રેમનું પ્રબળ બાધક કારણ ભય છે.× માટે જ કહે છે કે "વળી સ્મશાનમા"

સ્મશાન એટલે મુડા બાળવાનું કે દફનાવાનું સ્થાન આમી મનાણુની આસપાસ વ્યંતર, ભૂત, જન, પ્રેતાદિના ભયની માન્યતા કાળજૂની છે શું પ્રાચીનમય કે શું અર્વાચીન! શું આયધર્મ કે શું આર્યેતરધર્મ! શું દેશ કે શું વિદેશ! સર્વ સ્થળે બાળવયથી માંડીને આ માન્યતા મગજમા જુદે જુદે પ્રકારે

---

+ ભગવાન મહાવીરના સંયમધારણમાં "એગચરિયા" નો નિષેધપણ છે તમ આ દૃષ્ટિએ વિધેયતા પણ છે જુઓ – (ઉત. અ. ૩૨–૩૧)

F l c ly ongested lo e lse how could love co l f a

H t Of Rama 4–18"

અર્થાત્ ભીતિ અનિ ાત્મામાંથી ર ઉદ્ભવે છે નહિ તો પ્રેમ, ભાનિ બીં ન કમ ટિતી શકે?

વીંટળાઇ પડી હોય છે એ પ્રેતાત્માઓ તરફના પૂર્વભયના સસ્કારો છેક જ ખરી ન જાય અને સૂક્ષ્મ અને સ્થૂળ બન્ને પ્રકારના શરીરોમા રહેલા ચૈતન્યો સાથે પોતાની આત્મીયતા છે એવુ ભાન નક્કર ન થાય ત્યા લગી ચોમેરથી પ્રેમની ખીલવટ ન થાય અને એ પ્રકારના માનસિક વિકલ્પો સાધનામા વારવાર અતરાય નાખ્યા કરે, એટલે પ્રથમ એવા સ્થળોનો ઉલ્લેખ છે× આવા સ્થળોના ચિરસહવાસદ્વારા એ ભૂતાવળોના ભયથી ચિત્તને વિમુકત કરવું જોઈએ

હવે આગળ વધતા વદે છે કે ·—

**"વળી પર્વતમાં વાઘસિહ સયોગ જો"**

જીવતીજાગતી સ્થૂળ દૃષ્ટિમા વધુમા વધુ નિર્જન પ્રદેશ તે પર્વત એટલે અહીં 'પર્વતવિહાર" દેખાય છે પણુ પર્વત જેમ નિર્જન પ્રદેશ છે, તેમ વધુ ભયકર પણુ છે માણુસ જેનાથી ડરે છે અને જે માણુસથી ડરે છે એવી પરસ્પર ભયવાળી પશુદુનિયા અહીં પુષ્કળ પ્રમાણુમા હોય છે વાઘ, વરુ, સિહ, રીછ, અજગર, સાપ, એ બધા પ્રાણીઓએ માનવીના મગજમા કેવળ ભયકરતાનુ જ સ્થાન નથી જમાવ્યુ ! એમને તો માનવી પોતાના કટ્ટર શત્રુ ગાતો હોય છે માચડા પર ચડીને કે સુરક્ષિત સ્થળે રહીને જ્યા દેખે ત્યા, અનેક જનોનો અને સાધનોનો સાથ લઇ એમનો વધ કરવો, એ જાણે, માણુસે

---

"सुसाणे सुण्णागारेवा रुक्खमूलेव एगओ"

આચારાગ, ૯-૨-૩, તથા દશ ૫-૧ $\frac{૮૨}{૮૩}$

પોતાની વીરતાનું મહાક્ષેત્ર માન્યું હોય એવી સ્થિતિ કરી નાખી છે પરિણામે માનવી જાતમાં (૧) નિર્દયપણું (૨) ડરપોકપણું, એ બન્ને દુર્ગુણ એકી સાથે ખીલ્યા છે એ અનુભવસિદ્ધ વાત છે કે આવા માણસોનું મનોબળ તદ્દન શિથિલ હોય છે મહા નિર્દયશિકારી પણ એકાંતમાં જરા ખડખડાટથી પણ ડરતો હોય એવી એની ડરકુદશા હોય છે માટે જ સાધક એવા સ્થળનો વાસ તો સવિશેષપણે પસંદ કરે !× કારણ કે દયા અને અભયની પળેપળે જરૂર છે મહાકવિ "Shakespeare"ના શબ્દોમા જોઇએ તો —

We do pray for mercy and that same prayer doth teach us all to r nder the deeds of mercy "

અર્થાત્ – આપણે પ્રાર્થનામા દયા માગીએ છીએ અને એ જ પ્રાર્થના આપણને દયાકૃત્યો દર્શાવવા માટે શિક્ષા–પ્રેરણા આપે છે "

પણ આવા દયા અને અભય કઈ બોલવા માત્રથી કે પર્વતપર્યટન કરવા માત્રથી ન મળે ! પર્વતનિવાસી પણ બીકણ જરૂર હોઇ શકે ! અને સિંહનો સંયોગ વારંવાર મળે તોય એવો સાધનો એ રાખી શકે કે જેથી સામાને કે પોતાને કોઇને ઇજાય ન પહોંચે અને જો આ રીતે રહેતો હોય, તો જે ભૂમિકા અહીં કહેવા માગે છે તે ન આવી શકે જે ખુમારી લાવવા માગે છે તે ન પ્રગટી શકે ?

× વિકરાળ વાઘ કે તેવું પ્રાણી દેખવામા આવે તો બીને બાજે આશ્રય ન લેવો, પણ નિર્ભયતાથી ત્યા જ વિહરવું "
શ્રી આચારાંગ સૂત્ર ૧૨—૩—૧૭

એટલે જ આ કડીનુ ત્રીજુ ચરણુ બોલે છે કે —

**"અડોલ આસન ને મનમાં નહિ ક્ષોભતા,"**

"અડાલ-આસન" અહી બે રીતે લાગુ પડે – એક તો આસન વાળીને એ સાધક ધ્યાનસ્થ દશામાં હોય તો વાઘવરુ આદિ આવે એટલુ જ નહિ બલ્કે જેમ મનુષ્ય પૂર્વાધ્યાસથી એમને શત્રુ માને છે, તેમ એ પણુ આ બેઠેલા માનવીને પોતાનો શત્રુ ધારી રજાડવા+ પ્રતત્ન કરે અથવા એમ જ બેઠો હોય તોય સામે આવી કે નજીક આવી ત્રાડ મારે, પજો ઉપાડે કે કરડવા તૈયાર થાય, તોય તેવો સાધક લેશ માત્ર પણુ ન ચળે, ન પ્રતિકાર કરે કે, ન બીજા કોઈની સહાય વાચ્છે કારણુ કે એને એ ખાત્રી હોય કે, પોતે જેને મારવા નથી ઇચ્છતો, તે એને મારી શકે જ નહિ આવી દશામા "દીર્ઘતપસ્વી મહાવીર અને ચ ડકોશિક સર્પ"નુ દૃશ્ય એકવાર ફરીને વિચારી જવુ જોઇએ ! ફૂ ફાડામાત્રથી છાતીના અ કોડા છૂટી પડે, ત્રાડ પડે કે હૈયુ ફાટી જાય, ત્યા "અડાલ આસન" ન ટકે અને પગ્ણિામ વિપરીત આવે એ દેખીતી વાત છે, માટે જ એની વધુ ચોખવટ કરતા કહે છે કે –

---

+ અહી "રજાડવા" પ્રયોગ એટલા માટે કર્યો છે કે, મનુષ્યને કોઇ પણુ પ્રાણી મુખ્યત્વે કદી માસ માટે મારતુ નથી, તેમજ જાણી જોઇને માણુસને મારવો જ એવા ઇગદાથી પણ માગ્તુ નથી, ઘણુ ખરૂ એનાથી પોતાના મૃત્યુની બીક લાગતી હોઇને પ્રાણ બચાવવા ખાતર એ એના ઉપર તરાપ મારવા કે એને કગ્ડવા મથે છે ઘણીવાર એવી જાતનો પણુ એ હુમલો કરે છે કે માણુસનો જાન બચે અને પોતે પણુ એના પ્રત્યાઘાતથી બચીને સરકી જાય !

" ને મનમાં નહિ ક્ષોભતા, "

અર્થાત્—કે માત્ર એ' હોય કે વિરોધાત્મકવર્તન ન થાય એટલુ જ બસ નથી, પણ પોતાના મનમા એ નિમિત્તે જરા ક્ષોભ સુદ્ધા ન થવો જોઇએ—અર્થાત્ વિરોધાત્મક વિચારો મગજમા ન આવવા દેવા જોઇએ. ચિત્તની વિચારધારાનો—આત્મસામર્થ્યને લીધે માએ જતો—વેગ પણ એવી પરિસ્થિતિમા રોકાઈ ન રહેતા અસ્ખલિતપણે વહેતો રહેવો જોઇએ.

આવી ભૂમિકાની સમીપ જઇને નિરતર આત્મમસ્તીમા રાજતા સ્વામી રામતીર્થ હિમાલયના પહાડ અને ખીણોમા જે ગર્જના કરે છે તે આ છે –

I am emperor Rama whose throne is your own hearts [ Heart of Rama 8-26 ]

અર્થાત્—હુ રાજરાજેશ્વર રામ છુ મારુ સામ્રાજ્ય તમારા હૃદયો ઉપર પ્રવર્તે છે.

અને પછી એ વિપુલ સામર્થ્યનો પ્રવાહ છોડતાં એ કહે છે —

O Him l ya n ws ! y ur master ord rs you to keep fast t y purity and f hf lness to truth (light), neve hall y u se id w ters mpregna ed with dualism to th pla ( Heart of Rama )

અથાત્— હે ! હિમાલયના ઉન્નત શિખરો ! તમારો માલિક હુકમ કર છ કે તમે તમારી પવિત્રતા જાળવી રાખજો. તથા સત્ય ( પ્રકાશ ) પ્રત્યેની તમારી વફાદારીને વળગી રહેજો. તમે નાચેના મીઠા મન મેદાના ઉપર દ્વૈભાવી ગદા નીર વહાવશો નહિ.

આ પરથી એની સભાવ્યતાનો ખરો ખ્યાલ આવશે પણ હજુય પદ્યકર્તાની ઊર્મિઓ આ ભૂમિકાથી આગળ ને આગળ ધપતા કહે છે '—

**" પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો. "**

એટલે કે એવા સંયોગે આસન ન ચળે કે મનમા ક્ષોભ ન થાય અને સામર્થ્ય ટકી રહે, એતો પરમક્ષમા કે પ્રતિભાનુ સ્વરૂપ થયુ પણ ખરી વાત તો એ છે કે, આત્મનિષ્ઠા, નૈતિક હિમ્મત, નિર્ભયતા અને ક્ષમા દ્વારા સાધેલા હૃદય-વિકાસની તેવા પ્રસગે વિધેયાત્મક દિશા ખુલી જઇને પરમ-મિત્રનો મેળાપ જાણે કા ન થતો હોય, તેમ હેતભર્યુ હૈયુ× મિત્રભાવના અમીરસથી ઉછળી પડવુ જોઇએ ! અહીં 'પરમમિત્ર" પદ જાણી જોઇને લીધુ છે, તે એવો ભાવ સૂચવે છે કે આ ભયકર અને ઝેરી ગણાતિ સૃષ્ટિના મિત્રો, એની સાધનાના ઉત્કર્ષમા જે નિમિત્ત પૂરૂ પાડે છે, તે નિકટના માનવી મિત્રોમાથી પૂરૂં પડતુ નથી કારણ કે ત્યા મિત્રતાનુ અમૃત પીવા જતા એ મિત્રતાના ઓઠા નીચે બીજા અનેક છૂપા કાતીલ ઝેરોની પ્યાલીઓ નીકળી પડે છે જ્યારે આ દૂર+ પડી

---

× ચડકૌશિકના વિષમય ડખના પ્રતિદાનમા શ્રમણ મહાવીરનુ હૈયુ જેમ ઉછળ્યુ હતુ તેમ

+ ઝેરી રૌદ્ર અને ભયાનક માનીને માનવી આ મિત્રોના સહવાસથી ઘણો છૂટો પડી ગયો છે, અને એ અતર જેટલે અંશે વધ્યુ છે, તેટલે અશે–" Man is charitable he shall not harm but help others

ગયેલા મિત્રોમા તો ઉપરના ઝેરનુ એક જ પ્યાલુ પચી ગયુ, તો અહરથી અમૃતનો અખૂટ રસનિધિ સાપડે છે અને પછી તો "રામ" ના હૃદયધ્વનિમા કહીએ તો :—

In reality there is nothing to be feared of all round in all future in all distance there is one self supreme existent and that is my ow self f whom I shall be afraid
( Heart of Rama ).

અર્થાત્—સારા બ્રહ્માંડમાં આજે, કે કોઈ કાળે. કે કોઈ અતરે માત્ર મારો પોતાનો જીવાત્મા સર્વોપરિ છે અને એમ જ છે તો પછી તે જીવાત્મા સિવાય વાસ્તવિક રીતે બીજા કશાથી ડરવાપણુ સ્હેતુ નથી.

એવી અભય સ્થિતિ થઈ જાય છે

હે ભગવન્ ! —મા દેહે આવી દશા અનુભવવાની —અપૂર્વ ઘડી ક્યારે આવશે... .. ?



ઉપસહાર

પ્રેમની પરિભાષાઓ અપાર છે પ્રેમની વ્યાખ્યાઓ અનત છે પ્રેમના નૂતો અણુઅણુમા ભર્યા છે વાચી વાચી: થાકતા છેવટે તો "નેતિ નેતિ" એવો જ ઉચ્ચાર નીકળવાનો

અર્થાત્–મનુષ્ય ઉદાર વૃત્તિનો છે ત કોઈને હાનિ નહિ રહોચાડે ! પણ સવને તે મદદ કરશે.

—એવો પાતાનો અસલ ધર્મ ચૂકી ગયો છે

ખ્રિસ્તિપરિભાષામા પ્રેમ એ પ્રભુ છે. જૈન પરિભાષામાં પ્રેમ એ સ્વભાવ છે. સર્વાત્મસાખ્યભાવ એનુ વાહન છે. અભય એ પ્રેમનો મુદ્રાલેખ છે

એ માલિકતા માટે એકાત પચાવવાનો અભ્યાસ પાડો પૂર્વાભ્યાસોને સમૂળગા પલટી નાખો મસાણ એ મૃતકોનો વિસામો જ માત્ર નથી, મસાણ એતો ગોચર અને અગોચર દેહધારીઓની અનુસધાન ભૂમિ છે જીવન અને પુનર્જીવનનું મધ્યબિદુ છે ગ્રાહકને ત્યા ઘણુ મળશે શોધકને ત્યા ઘણુ સાપડશે જે પ્રેમનુ સૌદર્ય ગોચરમા છે તે જ પ્રેમનુ સૌદર્ય અગોચરમા છે જે સોડમા મૃત શરીર સૂતા છે, તે જ સોડ સહુને અર્થે છે

સિંહ અને વાઘ પણ પ્રેમનુ તત્ત્વજ્ઞાન સારી પેઠે જાણે છે ન ભય પમાડો, ન ભય પામો પ્રેમના કટોરા પાઓ અને પીઓ

## ઉપોદ્ઘાત

શ્રુતિમા એવુ વચન જોઇ ગયા કે “ સસારનો લેપ લાગતા પહેલા જીવને કામના વળગી હતી અને એ કામનાને પોષવા માટે એણે તપ કર્યું, એટલે સસાર વધ્યો ” જે દોરીથી જે બધાયો હોય એ જ દોરીનો વળ બદલતા એ છૂટી શકે એ નિયમની રૂએ જે સાધને જીવનો સસાર વધ્યો, એ જ સાધને એનો સંસાર ઘટાડવો રહ્યો! એ અપેક્ષાએ આતરગ્રથીને ભેદવા માટે તપ અનિવાર્ય બને છે પણ એટલુ યાદ રાખવુ ઘટે કે—

—ચારિત્રઘડતરમા સયમ પછીનુ પગલુ તપ છે સયમ વિહોણા તપમા તેજસ્વિતા ન પ્રગટે, એવુ તપ, કામના વિજયમા ખપ પણ ભાગ્યે જ લાગે!

એટલે હવે જેમ અસ્ખલિત વહેતી સરિતા, અખાત પછી સાગરમા આવે તેમ પદ્યકર્તાની વાણી સયમના અખાતને વટાવી તપના સાગરમા આવે છે

પ્રમાદ વિષય કષાયાદિ-પાપના પ્રવેશનુ બારણુ વાસીને× હવે પૂર્વની વળગણાઓને વિશુદ્ધ કરવા માટે તપની ગુફામા પેસે છે બબ્બે કસોટીમા પસાર થયેલુ કુદન હવે ભડભડતી આગની ગોદમા જઈ પડે છે
જુઓ —

ઘોર તપશ્ચર્યામા (પણ) મનને તાપ નહિ
સરસ અન્ને નહિ મનને પ્રસન્નભાવ જો;
રજકણ કે ઋદ્ધિ વૈમાનિકદેવની
સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવ જો (૧૨) અપૂર્વ

અર્થ – મહાકઠણ તપસ્યા થતી હોય છતા મનમા લેશ પણ ઉકળાટ ન થાય. અત્યત મધુર અને રુચિકર ખાનપાન મળવા છતા જીભનો સ્વાદ-વલવલાટ-ન વધે તેમ જ મન ઉપર રાજીપાનો વિષયસસ્કાર પણ ન પડે કારણ કે એ ભૂમિકા જ જ એવી છે કે જ્યા એક રજકણ અને મહેન્દ્રોની અઢળક સમૃદ્ધિ બન્ને મૂળ સ્વભાવે એક જ જાતના પુદ્ગલ છે." એવી દૃઢ પ્રતીતિ થાય છ

× अणासवे तव वेय" અનાસ્રવ પછી તપ અથવા અનાસ્રવનુ ફળ તપ જુઓ –
શ્રી ભગવતી સૂત્ર અથવા ઉત્ત અ. ૨૯-૩૬

હે, દયાળુ દેવ! એવી ધન્ય ઘડી ક્યારે આવે કે એ દૃશ્ય હુ સાક્ષાત્ નિહાળુ!

**વિવેચન** અહી તપસ્યાને "ઘોર" વિશેષણ લાગ્યુ છે એનો અર્થ બિહામણી કે કઠણ થાય પણ એ કઠણ તપસ્યા અહી લાબા કાળના ઉપવાસો કરવાના અર્થમા નથી જો એવા અર્થમા લઇએ તો તો કુભકર્ણ ઘોરતપસ્વી કહેવડાવવો જોઇએ, કારણકે છ છ માસ લગી આહાર વિના નિદ્રાના ઘેનમા એ પડી રહેતો શાસ્ત્રપ્રમાણોની વાત ઘડીભર મૂઝવતી હોય તો, પ્રત્યક્ષ પ્રમાણ પર આવીએ ત્રણેક વર્ષની આ વાત છે એક સમાચારપત્રમા ૧૨ વર્ષથી ઊઘતી ચીકાગોની એક ત્રીશ વર્ષની વયવાળી સ્રીની વિગત પ્રત્યક્ષ આવી હતી ×

એટલે જ પદ્યકાર સ્પષ્ટ કરે છે કે —

**"ઘોર તપશ્ચર્યામા (પણ) મનને તાપ નહિ,"**

તપસ્વીને જ્યા લગી એમ લાગે કે હુ તપ કરી રહ્યો છુ કે મે તપ કર્યું છે, ત્યા લગી મન તપ્યા વિના રહે નહિ સહેજ નિમિત્ત મળે કે આવેશ આવી જાય! મૂગાવ્રતની કે ઉપવાસોની આવી તપસ્યા મૂઢતા કે ભૂખ–લાઘણના દોષોમા જ પરિણમે એટલે ખરીવાત તો એ છે કે, વૃત્તિ ઉપર કામના જન્ય જે સસ્કારો હોય, તે (કામના જિતવાનો પ્રયોગ કરતા) ખળભળે એથી ક્લેશ પણ થાય પરતુ "મનમા લગીરે તાપ ન

× આ બાઇનું નામ "મેગ્વીર પ્રોટેશિયા" જુઓ તા. ૧૮–૧૦–૧૯૩૬ સાપ્તાહિક મુબઇ સમાચાર

થવા દેવો અથવા તાપ આવે કે, ભૂખથી શમાવી દેવો—જીકડો કાંટો કાઢી નાખવો-" એ જ ખરી તપશ્ચર્યા છે

આ દૃષ્ટિએ ગીતા બોલે છે કે પ્રસન્ન અને સૌમ્ય ચિત્ત શુદ્ધભાવ, આત્મસંયમ અને મૌનની મસ્તીનું જતન એ જ સર્વોત્કૃષ્ટ તપ છે ×

આવી તપોવૃત્તિ એકાએક લાવવા જતાં લાવી શકાતી નથી. ક્રમે ક્રમે એ સ્વભાવિક આવે છે પણ એવી સ્વભાવિકતાને લાવવા ખાતર શારીરિક અને વાચિક સંયમનો અભ્યાસ જરૂરી છે એ વાત તો અગાઉ આવી ચૂકી છે

પરંતુ, એવા સંયમનું પરિણામ શું આવે ? તેની ઓળખાણ હવે કરે છે —

**સરસ અન્ને નહિ મનને પ્રસન્ન ભાવ જો, "**

મનગમતો ખોરાક દેખાતાં જ ઉપમામાં પાણી છૂટે અને આતુરતા વધે એવી સર્વસામાન્ય ઘટના સહુ કોઈને લાગુ ન પડે એ બનવા જોગ છે ઘણીવાર કોઈ એક ભવ્ય આદર્શમાં ભીંજી રહેલા ચિત્તને ઇન્દ્રિયોને થતા સ્થૂળ સ્પર્શની કે સ્વાદપટુતાની લાગણી ન સ્પર્શે એવું બને, પણ ઇંદ્રિયો પોતાની આદત્ત આદતોથી

---

× मनःप्रसादः सौम्यत्वं, मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्, तपो मानसमुच्यते ॥ गीता १७–१६

આજ દૃષ્ટિએ ' तवसा परिसुज्झइ " " તપથી કર્મ બળે છે " એમ જૈનસૂત્ર સાખ પૂરે છે જુઓ —

( ઉત્ત૦ અ૦ ૩ સુ )

માનસિક સસ્કાર પાડયા વિના રહે જ નહિ એટલે કા તો મન એમા પરાણે સાધકના આત્માને ખેચી જાય, અથવા તો અવ્યકત એના પર ' આજે બહુ ઠીક પડયુ હો " એવી જાતના સસ્કારો મૂકી જાય આ સસ્કારોનુ પરિણામ એ આવે કે —

" विषयाविनिवर्तन्ते निराहारस्य देहिनः "

**અર્થાત્**—" વિષયોથી વેગળા રહેવા છતા, વિષયાસક્તિ એમ જ રહી જાય "

( ગીતા ૨—૫૯ )

અને સ્વાદની સપૂર્ણ જિત ન થાય ત્યા લગી વાસના-વિજયની સિદ્ધિ મૃગજળવત્ જ હોય ।× માનસિક વિકારો, જેમ ઇદ્રિય વિકારો વધારે છે તેમ ઈદ્રિયવિકારો મનોવિકાર વધારે છે એટલે જ " સરસ અન્ન મળવા છતા લગારે ચિત્તની સમતા ન ગુમાવવી, " એ સર્વસામાન્યભૂમિકા નથી, અસાધારણ ભૂમિકા છે આ ભૂમિકામા પ્રસન્ન ભાવ જ ન હોય, એવુ કોઇ રખે સમજી લે । ઊલટુ આ ભૂમિકામા પ્રસન્ન ભાવ તો સહેજે હોવો જોઇએ એટલે એવો સહજ પ્રસન્ન ભાવ કઇ સરસ અન્નથી ન જન્મ્યો ગણાય ! સરસ અન્ન મેળવવાની ઝખના ન હોવા છતા મળે તો એ સરસ અન્ન આવા સાધકને રીઝવી ન શકે, એમ કહેવાનુ અહીં મુખ્ય તાત્પર્ય છે કારણ કે જેને સરસ અન્ન રીઝવી શકે, તેને નીરસ અન્ન નારાજ પણ કરે જ પણ અહીં એ પ્રશ્ન જરૂર થાય કે —

---

× મનુષ્ય જ્યા લગી જીભના રસોને જિતે નહિ, ત્યા લગી બ્રહ્મચર્યનુ પાલન અતિકઠિન છે

( વ્રતવિચાર પૃ૦ ૯૧-ગાધીજી )

"ખોરાક જેવી મામૂલી વાત પરથી વિકાસની કસોટી કાઢવાની કેમ મઢી કહ્યું ?"

એનો ઉત્તર એ છે કે :—

"જનનેંદ્રિયના સ્થૂળ વિકારો વિષે તો પૂર્વે કહેવાઈ ગયું છે એ સ્થૂળ વૃક્ષનું ઊંડુ મૂળિયુ અહીં છે.× રક્ષણ, પોષણ અને સવર્ધનમા આહારનું સ્થાન પહેલું છે+ અને એ જ આહાર—જ્યારે ઈંદ્રિયગમ્ય કે બુદ્ધિગમ્ય જગતમા સાધક હોય છે ત્યા લગી પોતાના સ્વાદમા લોભાવી શકે છે જ્યારે વૈરાગ્ય યુક્ત અભ્યાસથી ઈંદ્રિયગમ્ય અને બુદ્ધિગમ્ય જગતથી પર એવા ભાવનામય જ ગતમા સાધક વિચરે છે ત્યારે જ રસ અને સ્વાદની વાસ્તવિકતાનો ખ્યાલ આવે છે

જીવવા માટે ખોરાક એ ખાણુ નથી એ તો ઔષધિ છે" આવી દશા સ્વભાવિક થાય એટલે સ્થૂળ અને સૂક્ષ્મ, આતરિક અને બાહ્ય* બન્ને તપને મેળ આપોઆપ જ મળી જાય.×× ઉપવાસથી શરીર ખૂબ હલકુ થાય છે, અને વાણીના

× સ્વાદને મોટા મોટા મુનિવરો પણ નથી જિતી શક્યા, એવું ગાંધીજીનું માનવું છે

+ बुभुक्षित किं न करोति पापम् । ભૂખ્યો કયુ પાપ ન કરે ? તે ન કહી શકાય !

* જુઓ શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર અધ્યયન ૩૦ મુ

×× ત્યા પણ સ્વાદ ગયો કે શરીર ભ્રષ્ટ થયુ અને તપની જરૂરિયાત ઊભી થઈ (વ્રતવિચાર પૃ ૨૫—ગાંધીજી)

ઉપવાસથી મનને વેગ મળે છે ભગવાન મહાવીરની સાધનામાં દેખાતી સમૌન-તપસ્યા આનુ જ્વલંત ઉદાહરણ છે *

જેમ લલિતકળામા પરોવાયેલો કળાકારનો આત્મા; કળાતન્મયતાની ગાઢ ક્ષણોમા દેહાધ્યાસ ભૂલી જાય, તેમ સિદ્ધિની કેળવણીમા ગૂંથાયેલો સાધકનો આત્મા, દિવસો સુધી ખાવાનુ સહેજે ભૂલી જાય એ ન સમજાય એવી કંઈ ગહન વાત નથી અને આવી સ્થિતિમા ખોરાક એ એને મન ઔષધિ હોઇ, એ કશુય સ્વાદ ખાતર ન લે, એ દૃષ્ટિએ —જીવનશકિતની હળવી જરૂરિયાત પૂરતો ખોરાક લે તોય—એની ગણના દીર્ઘતપસ્વીમા થાય એમા કઇ આશ્ચર્ય નથી

અહી લગી તો વાસનાના વિજયને લગતી વાત થઇ. હવે કામનાની બીજી બાજુ—લાલસા—ની જિતનુ સ્વરૂપ બતાવે છે.

" જેમ સ્થળદેહ કે તેને લગતા સાસારિક સબધો પરત્વે વાસના મુખ્ય ભાગ ભજવે છે, તેમ સ્થળ, પદાર્થો કે તેમને લગતા પ્રલોભનોમા લાલસા મુખ્ય ભાગ ભજવે છે . ."

---

* ભગવાન મહાવીર, સાધના કાળમા દીર્ઘતપસ્વી ગણાતા એવો ઉલ્લેખ છે કે એમણે "સાડાબાર વર્ષ ને પદર દહાડા" ની સાધનામા લાગલાગટ ( અપવાદ બાદ કરતા ) પ્રાણુ મૌન સેવ્યુ હતુ અને એકાગ્ર ચિંતનની ધૂનમા વધુમા વધુ છ છ માસ સુધી નિરાહાર રહ્યા હતા આજનુ શરીરવિજ્ઞાન પણ એને અશકય નથી કહી શકતુ અમેરિકાના નિસર્ગ—ઉપચારના પરમભકત ડોકટરો લાંબા ઉપવાસોથી દર્દ મટાડીને એ સ્વીકારતા થયા છે કે "સકારણ એવી લાબી તપસ્યા જીવનશકિતને બાધક થવાને બદલે ઊલટી સાધક નીવડે છે, અને સ્ફૂર્તિમય પ્રવાહ ચાલુ રહે છે "

અપ્સરાઓની વાસનાનો સંયોગ અને કામોત્તેજક ભોગ વિલાસના સમરાંગણમાં મસ્તીખોર કામવિકારને જિતનારો યોગી પણ અણિમાદિ× પૌદ્ગલિક સિદ્ધિઓમાં ગુલાંટ ખાઈ બેસે છે માટે જ કહે છે કે —

"રજકણ કે ઋદ્ધિ વૈમાનાદિકદેવની,"

રજકણ હો અથવા વૈમાનિકદેવની સમૃદ્ધિ હો, પણ એનો નિર્ગ્રંથની દૃષ્ટિએ તો –

સર્વે માન્યાં પુદ્ગલ એક સ્વભાવ જો"

અર્થાત્—બન્ને પુદ્ગલ જ છે અને બધા પુદ્ગલનો એક સરખો સ્વભાવ છે +

અને વાત છે પણ એમ જ • હીરો અને કાચનો કટકો એ બેમાં મીડાપણા સામાજિક કે ભૌતિક ફેરફારો સિવાય

× આઠ સિદ્ધિઓ આ પ્રમાણે છે :- અણિમા, લઘિમા, મહિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ ઈશિત્વ કામાવશાયિત્વ.

[ જુઓ શ્રી પાતંજલયોગ.

+ વૈજ્ઞાનિક દૃષ્ટિએ "ચૂનો" અને "કાર્બોનિક એસિડ" બન્નેમાં હોય છે....

• નાદ ઉષ્ણતા, પ્રકાશ લોહચુંબક વિદ્યુત, ગરમ, ઠંડ, ગતિ, સ્થિતિ તથા રૂપાંતરમાં ફેરફાર થાય તે દ્રવ્ય, રસાયનવિજ્ઞાનની દૃષ્ટિએ અને શબ્દ, અંધકાર, કાન્તિ છાયા, તાપ, વર્ણ, રસ, ઇત્યાદિની પરિવર્તનશીલતા એ જૈન દૃષ્ટિએ :—

(જુઓ ઉત્તરાધ્યયન અ૦ ૨૮-૧૧)

બીજુ છે પણ શુ ? હીરામા જે ગુણ વધતા પ્રમાણમા છે તે ગુણ અલ્પાશે પણ કાચના કટકામા છે જ અને જે ગુણ કાચના કટકામા અધિકાશે છે, તે જ ગુણ હીરામા અલ્પાશે પણ છે જ પદાર્થ માત્રની આ જ સ્થિતિ છે એ જ હીરો ફરીથી એકદા કુદરતી પરિવર્તનને પામીને કદાચ કાચ કે પથ્થર બની જાય અને પથ્થર અને કાચને બીજા નૈસર્ગિક કે રસાયણિક સયોગો મળતા હીરો બની જાય !*

ઉપરના ચરણોમા ‘રજકણ સાથે વૈમાનિક ઋદ્ધિ’ નું અંતર બતાવવાનુ કારણ તો એ છે કે રજકણ એટલે દુનિયાની દૃષ્ટિએ મામૂલીથીય મામૂલી વસ્તુ અને વૈમાનિકદેવની ઋદ્ધિ એટલે અમૂલ્યથી પણ અમૂલ્ય વસ્તુ . .×

પણ એ ઋદ્ધિ ગમે તેટલી મૂલ્યવાન હોય અને ધૂળનો નાનામા નાનો કણ ગમે તેટલો મામૂલી હોય તોય એ બન્ને

---

* અમુક પ્રકારની દરિયાઇ માછલીના પેટમા કુદરતે એવી કરામત મૂકી છે કે સામાન્ય રજકણોમાંથી સાચા મોતીની રાસાયણિક બનાવટ એ સ્વય કરી આપે છે એ મુશ્કેલીવાળી વાતને કોરે મેલીએ તો પણ જમીનમા નીકળતા હીરાની ખાણો મૂળે તો પથ્થર છે સોનુ ! તાબાની નજીકનુ સર્જન છે

× ચાર કોટિના દેવોમા વૈમાનિકદેવ સર્વોચ્ચ ગણાય છે અને એની સમૃદ્ધિ પારવગરની હોય છે જુઓ શ્રી ઉત્ત અધ્ય. ૩૬ કલ્પનાથી કહેવાય છે કે, એક હલકામા હલકા દેવની મોજડીની કિમતની તુલનામા અમેરિકાની અઢળક સપત્તિ પણ તુચ્છ છે

ક્ષણેક્ષણે પરિવર્તન પામવાના સરખા સ્વભાવવાળા છે + એનું સૌંદર્ય ગમે તેટલું મોહક હોય તોય એ ચેતનને તૃપ્ત કરવા સર્વથા અસમર્થ ×

આવો એનો મૌલિક ગુણ જેણે જાણ્યો છે એને એ કેમ રીઝવી શકે કે કેમ ખીજવી શકે ?

ઊલટું દુનિયાના જે લોકો એમા મૂઝાતા હોય એને તો એ પડકારીને કહે છે કે —

'પરવસ્તુમા શ્યે મૂઝવો, એની દયા અમને રહી !'

હે, દીનાનાથ ..?

—એવો અપૂર્વ અવસર ક્યારે આવશે. ?



ઉપસંહાર :

અગીઆરમી અને બારમી બન્ને કડીઓનો સમાસરૂપે ઉપસંહાર ગીતાના જે શ્લોકમા આવી જાય છે, તે આ છે –

---

+ સ્થૂળ વિજ્ઞાનની દષ્ટિએ પરિમિતતા, જડત્વ, ગુરુત્વાકર્ષણ આદિ ધર્મો છે

× દિશા ભૂલેલી દુનિયા ભલેને સુવર્ણ ચાંદી અને નગદી નાણાનુ ગમે તેટલુ મહત્ત્વ વધારી બેઠી હોય, પણ વાસ્તવિક રીતે એ માટીમાથી જ મળેલ સિક્કાની કિંમત માટી કરતા ઓછી છ વધુ નથી અથવી ... ના ચૈતન્ય પિપાસુ આત્મા પોકારે છે કે —

ના ... હીરલા આપીકને શાણા શુ રૈ કરુ !"

શુ ... શુ કરુ ના । હીરલા આપીકને શુ રૈ કરુ !

**योगी युञ्जीत सतत-मात्मानं रशसिस्थितः ।**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ (गीता ६-१०)**

એકાત, અભય, સયમ, આશા રહિતપણુ અને મૂર્ચ્છા-રહિતપણુ આ બધા યોગના ઉત્તમાગો છે

આત્માનુ સચ્ચિદાનદસ્વરૂપ કલ્પીએ તો જે સત્યજ્ઞાન પછી અનત આનદનો આક આવે છે, એ જ્ઞાન અને સ્થિતિ એ જ સહજતપ

જો જ્ઞાન અને આનદ વચ્ચે તપની સ્થિતિ ન હોત તો એ આનદમા કશી જ લિજ્જત ન હોત !

પરમાત્માના સત્ય, શિષ સુદર અને સદાનદ સ્વરૂપમા રસિકતાનુ તત્ત્વ તપે જ ઉમેર્યુ છે પૌરસ્ત્યધર્મોના મહિમાનો વિશ્વવ્યાપી પટહ-તપ પરાકાષ્ઠાની વિજય પતાકાએ-વગડાવ્યો છે.

**સ્વાદનો સપૂર્ણ જય –**

પરિગ્રહનો સંપૂર્ણ જય એજ તપની પરાકાષ્ઠા

ગીતા અને શ્રીઆચારાગ બન્નેની દૃષ્ટિમા "વિરક્તિ કાયમ રાખી નિયત-અનિવાર્ય રીતે આવી પડેલા-કર્મો કરવા છતા ફળ ચાહે તે આવે તે પ્રત્યે લેશ પણ સારી કે માઠી આકાક્ષા ન સેવવી એજ તપસાધના "

ધ્યેય તરફ દૃષ્ટિ રાખી, અવિરત પ્રણાલીએ અચળ એકાગ્રતાથી લાગી રહેવુ તે તપ

તપ વિના પ્રેમસિદ્ધિ નથી, તપ વિના રસસિદ્ધિ નથી, તપ વિના અનાસકતભાવસિદ્ધિ નથી, તપ વિના સ્વભાવતેજસિદ્ધિ નથી .



## ઉપોદ્‌ઘાત

ચારિત્ર એટલે પરભવથી પાછા ફરી સ્વભાવ તરફ ગમન કરવું તે, સત્ય સૂઝયા પછી, એ સત્યને આચારમા મૂકવું એનું જ નામ ચારિત્રનું ઘડતર. એ ઘડતરની અવધિએ પહોચવા મિથ્યાત્વ અને અવ્રતની કેટલી જબરદસ્ત ખાઈઓ અને કિલ્લાઓ વટવા પડે છે! પ્રમાદ વિષય કષાયાદિ મહારિપુઓને જિતવા કેવો ભગીરથ પુરુષાર્થ કરવો પડે છે? અને એ પુરુષાર્થ પૂર્ણસફરમા ક્ષણે ક્ષણે પ્રભુપરાયણતાનો ધ્રુવકાટો કેટલી તકેદારી સાથે જોતા રહેવું પડે છે? એ બીના ઠેઠ ત્રીજી કડીથી માડીને બારમી સુધી વિવિધ રીત આપણે જોઇ ગયા અહીં સુધી તો કેવળ યુદ્ધની જ વાત હતી. એટલે વિસામો–આરામ, વિનોદ–આમોદની તો વાત જ નહોતી

"ક્ષણમા વિજય તો ક્ષણમા પરાજય" આવી અનિશ્ચિત દશામા વિસામો, આરામ, વિનોદ કે આમોદ હોય પણ ક્યાથી? હવે યુદ્ધની પરાકાષ્ઠા આવી રહી એટલે વિજયનું સ્થાયી ફળ વર્ણવે છે –આવે વખતે ભવોભવથી ભટકીને પૂરી રીતે થાકી ગયેલો જીવનમૂર આત્મનંદનવનમા પ્રમોદથી કેવો નાચી ઉઠે છે!

એમ પરાજય કરીને ચારિત્રમોહનો,
આવું ત્યા જ્યા કરણ અપૂર્વ ભાવ જો;
શ્રેણિ ક્ષપકતણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો ૧૩ અપૂર્વ

અર્થ —(હવે) રીતે આતરસગ્રામનું સ્વરૂપ જોઇ ગયા અ ા ન થમમુ મા ચારિત્રમોહના આખરી પરાજય થયા

પછી અપૂર્વ કરણભાવની ભૂમિકા સહેજે આવે અને ત્યાથી+ ક્ષપકશ્રેણીની પરિણામ ધારાએ ક્રમે ક્રમે ચઢતા આત્માના અનત શુદ્ધસ્વભાવના એકનિષ્ઠ ચિંતનની લોકોત્તર શાન્તિ મળે છે

હે હૃદયેશ્વર! એવી અહોભાગી ક્ષણો ક્યારે આવશે?

**વિવેચન** – સહરાના રણમા જળને નામે જળના ઝાઝવા જેમ પથિકને વારવાર પજવે છે, તેમ ચારિત્રને નામે મોહ, સાધકને વારવાર મૂઝવે છે જૈન આગમો એમ બોલે છે કે "સમ્યક્ત્વ–ખરુજ્ઞાન થયા પછી ચારિત્રના અભાવવાળાની સખ્યા કરતા ચારિત્રમોહીઓની સખ્યા હમેશા વધુ રહે છે" આનુ કારણ તો સ્પષ્ટ છે જીવને સ્વરૂપની ભૂખ તો છે જ, પણ એ એના વિના એટલો અકરાતિયો બની ગયો છે કે —

મિથ્યાત્વ હોય ત્યા લગી સદ્વ્રતપ્રેમ થાય જ નહિ અવ્રતિની ગફલત થયા વગર રહે જ નહિ! પ્રમાદ ગયા વગર કષાયોથી નિવૃત્ત થવાય જ નહિ અને કષાયોથી નિવૃત્ત થયા વિના કર્મનો સર્વથા વિયોગ સભવે જ નહિ! અને કર્મના આત્યતિક વિયોગ વિના સ્વરૂપેન્દુ સોળે કળાએ ખીલી ઊઠે જ નહિ! ."

"હસ્તલેખિત સાધના પત્ર પુસ્તક ૧૩ માથી"

---

+ અહી ક્ષપક અને ઉપશમ બે શ્રેણીઓ શરૂ થાય છે, પણ અહીં ક્ષપક શ્રેણી જ ઇચ્છી છે, કારણ કે ઉપશમ શ્રેણીએ ઊડેલો આત્મા એટલે ઉપર જઇને પણ પડે છે જ્યારે ક્ષપક શ્રેણીમા પતનનો લેશમાત્ર પણ ભય નથી

(આ વિષે વધુ વિગત વિવેચનમા જુઓ)

આટલી ચોકખી વાત વિસરી જાય છે એટલે એ જ ઈન્દ્રવી બાજીગરીનું સોગઠું જોત જોતામાં બની જાય છે

**એનું મહામૂલુ વીર્ય —**

એને બ્રહ્મભુવનમા જવાનું ભાતુ છે એને બદલે એ એને આમડા રઝળવામા વેડફી નાખે છે

**એની તેજસ્વી બુદ્ધિ :—**

બ્રહ્મચિંતન માટે છે એને બદલે એ એનો તૃષ્ણાની વૈતરણી વધારવામા દુરુપયોગ કરે છે

વળી એના પ્રાણનું સત્ત્વ, મનની અસ્મિતા, ચિત્તની પ્રીતી અને શરીરની તપઃશક્તિનો ઉપયોગ હિંસા અને મિથ્યા ચારમા પરિણમે છે

એમ પડતા આ મ તા પણ ગુમાનની ગાંઠડી ઉતારીને જેમ જેમ હળવો થતો જાય છે તેમ તેમ આતરશ્રી ખેડાવી જાય છે જ્યારે દઢ અપ્રમાદની ભૂમિકામા આવે છે ત્યારે એને "ક્ષણ ક્ષણ ભસક ભાવ મર ‌‌ુ"ના બીક ટળી જાય છે એટલે કહે છ કે —

> 'એમ પરાજય કરીને ચારિત્રમોહનો
> આવું ત્યા જ્યા કરણ અપૂર્વ ભાવ જો'

અર્થાત — ચા િત્રમોહના પરાજય પાની જે કઈ સિદ્ધિ મળે છ ત અપૂવ ભાવક બની છ "

**અપૂર્વ ભાવકરણુ —**

એ જૈનતત્ત્વજ્ઞાનની પરિભાષાનો શબ્દ છે એનો સાદો અર્થ તો "જે ભાવ પૂર્વે ન જોયો હોય, એવો મૂર્તિમત-સક્રિય-દેખાય" એ છે

-પણુ આ ભૂમિકાને આપણે દાર્શનિક પરિભાષાથી ઓળખીએ તો એ પરમવિજ્ઞાનની ભૂમિકા છે ત્યા સિદ્ધિની ભૂમિકા પર ચેતન પ્રતિષ્ઠિત થાય છે

ભગવાન બુદ્ધની સાધનાની ? પરાકાષ્ઠા છે કારણુ કે જે નિર્વાણુદશા, એનુ અતિમ લક્ષ્ય છે, એ જ આ નિર્વાણુદશા છે× શ્રી અરવિદની પરિભાષામા કહીએ તો —

આધ્યાત્મિક સમતાની ચાર સ્થિતિઓ —

(૧) નિષ્ક્રિય અને સક્રિય સમતા (૨) શાન્તિ (૩) સુખ અને (૪) આનદ

એમાની આ બીજી સ્થિતિ છે, અને શુદ્ધિ, સિદ્ધિ તથા મુક્તિ, એમ ત્રણુ અજોડ સાક્ષાત્કારોના જીવનનો ક્રમ લઇએ" તો આ સિદ્ધિ નામનો બીજો સાક્ષાત્કાર છે+

જૈનપરિભાષા પ્રમાણે એનો ઊંડો અર્થ લઇએ તો 'સ્થિતિઘાત, રસઘાત, ગુણુશ્રેણિ, ગુણુસક્રમ અને અન્ય સ્થિતિ-

---

* "सखाराने खयञ्त्वा अकतञ्जूसि ब्राह्मण"- "સસ્કારોનો ક્ષય એજ નિર્વાણુ" धम्मपद ब्रह्मणवग्गो ?

+ "શ્રી અરવિંદ તત્ત્વજ્ઞાન-જ્ઞાનયોગના અનુશીલન"માથી

બધ એ પાચની પહેલીવાર નિષ્પત્તિ —પ્રાપ્ત—કરનાર જીવ એ"
એ દશા છે ×

જેમ બ્રાહ્મણતત્ત્વજ્ઞાન અને બૌદ્ધતત્ત્વજ્ઞાનમા આત્માને અનુક્રમે કેવળ મુક્ત અને શૂન્ય ગણવામા આવ્યો છે અને પ્રકૃતિ કે ચિત્તસસ્કારોને લીધે જ આ બધી જગતજાળ દેખાય છે એમ માનવામા આવે છે એમ જૈનતત્ત્વજ્ઞાન નથી માનતુ સસારી આત્મા પોતે પણ એમા આવરણને લીધે બળેલો છે એમ માને છે અને એ આવરણના (ભિન્ન ભિન્ન પરિણામોની અપેક્ષાએ જ મના) આઠ ભેદોને આઠ પ્રકારના કર્મના નામથી ઓળખે છે *

આ રીતે જૈનતત્ત્વજ્ઞાન પ્રમાણે આઠમા ગુણસ્થાનકની આ ભૂમિકા છે એનું નામ અનિવૃત્તિબાદર ગુણસ્થાન છે. અહી અપ્રમત્તના આત્મજાગૃતિ–સહજ હોઇને કર્મનુ તીક્ષ્ણ આવરણ ભેદાઇ જાય છે અને સામાન્ય આવરણને પેલેપાર રહેલો આ માનો ઓજસ્વી દેદાર સાક્ષાત્ થાય છે

–પણ આટલે દૂર આવ્યા પછી એક કૌતક–વિચિત્ર–ઘટના–બને છે એ તો આપણે અગાઉ કહી ગયા છીએ કે "માનમાથી બા ના ગુણસ્થાનક સુધીની બધી ભૂમિકાઓ અમ્યા નિ ઃસાના ચિનકા જેવી છે આ ગુણસ્થાનકોનો સ્પર્શ, એક જ ભવચારી મા અનેકવાર સ્પર્શી જાય છે આ બધી ભૂમિકાઓ

× જુઓ "ના મ ચમ્કમ મહ" પૃ ૭૮ મુ
* વિગત વિ ત મા જુઓ શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર અ. ૩૩ મુ ત મા અ ઃય ૃ ત મપ પ્રી આદિ મ પ્રી.

માત્ર એકાગ્રચિત્તની વિચારધારાઓ સ્વરૂપે છે, એથી એની સ્થિતિ પણ મુહૂર્તની અંદર અંદરની હોય છે*

· એક તરફ ઉચ્ચતાનુ આકર્ષણ સાધકને આતરિક અને બાહ્ય કારણોથી એક સામટો ખેચે છે, બીજી તરફ અધ્યાસોની અસર એને પોતા તરફ પકડી રાખે છે જે સાધકે અમૂલાગ્ર-શુદ્ધિની ભૂમિકા પોતાની કરી લીધી હોય છે, તે અવશ્ય આ અધ્યાસોની જાળથી પોતાની તીવ્રશકિતના સામર્થ્યે કરીને છટકી જાય છે અન્યથા તેમજ રહી જાય છે. માટે જ પ્રભુને સાધક કહે છે કે –

**શ્રેણી ક્ષપક તણી કરીને આરૂઢતા,**
**અનન્ય ચિતન અતિશય શુદ્ધ સ્વભાવ જો.**

'ક્ષપક શ્રેણીમા ઉત્તરોત્તર ચઢીને–અર્થાત્ કર્મના સમૂળગા નાશ કરવાની પરિપાટીને માર્ગે જઇને–અનત શુદ્ધ સ્વભાવના

---

* अन्तोमुहुत्तमित्त, चित्तावथाणमेग वत्थुम्मि
હસ્તલિખિત સાધનાપત્ર પુ ૧૩ માથી.

* જો કે આવો સાધક ઠેઠ સુધી પડીને પણ અનેરા કાળ સુધી એમ જ રહીને પણ–કોઇએક નિમિત્તે એની સ્મૃતિ કોઇએક ભવમા તાજી થઈ ફરી સાધના શરૂ કર્યા વગર રહી શકતો જ નથી કારણ કે આટલે હદ સુધી ચડયા પછી પદભ્રષ્ટ થયેલો જીવ કઈ સાધારણ હોતો નથી ! આ ભૂમિકાની આથી વિશેષ વિગત અહીં આપવી અપ્રાસંગિક છે.

(જિજ્ઞાસુ, હસ્તલેખીત સાધનાપત્ર પુ. ૧૩ મા પૃ. ૧૦૩૨ થી ૧૦૩૭ વચ્ચે—જોઇ લે)

એકધારા ચિંતનનો આનંદ લૂટું ! એવી દશા ક્યારે તો લેઈએ.'

અહીં એક શંકા થવા યોગ્ય છે કે આટલે સુધી આવીને પણ ઉપશમ મેલામાં જવાથી પતન અવશ્ય થાય એનું શું કારણ? એનું સમાધાન એ છે કે આવા સાધકની ચારિત્રશુદ્ધિના મૂળમાં જ ભૂલ હોય છે જેમ પાયા વગરનું આલેશાન મંદિર ટકે નહિ તેમ મૂળના અશુદ્ધિ ઉપર ગમે તેવી ઉચ્ચ ભાવના પણ સ્થાયી રહી શકતી નથી. મૌલિક અશુદ્ધિ કહેવાનું કારણ તો એ છે કે- પ્રબળગરુત્તા, પ્રબળસામર્થ્ય, પ્રબળકાળસ્થિતિ અને પ્રબળરસસંવેદનવાળો મોહરાજા જાણે ! તદ્દન નિર્બળ હોય એવો દેખાવ એની સામે કરી લે છે એવી વેળાએ એવા સાધકનો આત્મા એના એ દંભનો શિકાર બની જાય છે એટલે અપ્રમત્તતાનોવેગ ગુમાવી બેસે છે પણ ક્ષપક શ્રેણીને લાયક થયેલો સાધક મૂળે જ વિવેક સંપન્ન અને શ્રદ્ધાસંપન્ન હોય છે એના જીવનમાં જૈન દૃષ્ટિએ જ્ઞાન અને ક્રિયાનો સુંદર સહચાર હોય છે મૌલિકદૃષ્ટિએ જ્ઞાન યાને કર્મયોગ એને ભક્તિયોગનો સરસ સમન્વય હોય છે એટલે જ એનું દીર્ઘ તપ આત્માના અનહદ, ઉંડા અકળ પરમ સ્વરૂપના અનાહત-મનન નિદિધ્યાસની ભૂમિકાનો પરિપાક આપે છે ! કે જે પરિપાક મળ્યા પછી અનંત-યુગની ભાવટ એકાએક ભાગી જાય છે

અહો ! એવી અલૌકિક દશા ક્યારે આવશે.. ?



### ઉપસંહાર

વિજય પછીના ઉલ્લાસની ક્ષણ જ અનોખી હોય છે. વિજય પછી મળતા પ્રકાશ કોઈ અકળ રહસ્યના પડદો ઉપાડી

નવલદર્શન કરાવે છે પણ બધા સ્થૂળવિજયો આખરે હારમા પરિણમતા હોઇને અને એનુ સાધન પ્રાય પશુબળ હોઇને એ ઉલ્લાસ અતે વિષાદમા પલટી જાય છે પ્રકાશને સ્થાને એકાએક અધકાર પથરાઇને જીવનપથમા ભારે નિરાશા વ્યાપી રહે છે આતરશ્રુાગણુના વિજયમા હારનો કદી સભવ નથી, એટલે એ ઉલ્લાસ અને પ્રકાશ સ્વ અને પર ઉભયના આત્યતિક દુખના નાશનુ કારણ બની, સૂક્ષ્મબળના પ્રભાવથી વિશ્વાનદના કુજમા જ દોરી જાય છે પણ એવો આતરવિજય ભારોભાર કિંમત માગે છે

## ઉપોદ્‌ઘાત :

"અપૂર્વકરણ" ભાવની દશા પછી ચેતનાના પ્રકાશનો જે અનુભવ થાય છે, તેનુ આબેહૂબ બયાન યોગીશ્વર આનદ-ઘનજી કરે છે –

**"આતમ અનુભવ રસિકકી, નવલી કોઉ રીત:**
**નાક ન પકરે વાસના, કાન ગહે ન પ્રતીત"**

સારાશ કે આત્માનુભવ એ ઇંદ્રિયગોચર નથી એ અનુભવતો અતીન્દ્રિય છે અને એ અનુભવજન્ય રસિકતા પણ અતીન્દ્રિય છે, એથી જ ગત કડીના છેલ્લા ચરણોમા કહ્યુ કે બીજો સાક્ષાત્કાર એ ચિંતનનો જ વિષય છે અને તે પાછુ અનન્ય ચિંતનનો કારણ કે તે ચિંતનની પછવાડે આર્ત અને રૌદ્ર× ધ્યાન

---

× આર્ત અને રૌદ્ર અને તેમાય આર્ત ! ધ્યાન, વધુમા વધુ માત્ર છઠ્ઠા ગુણસ્થાન પર્યંત જ હોય છે પછીની ભૂમિકામાં ૭ માથી માત્ર ધર્મ ધ્યાન, આઠમાથી બારમા પર્યંત ધર્મધ્યાન તથા શુક્લ ધ્યાન અને ૧૩–૧૪ મા તો માત્ર શુક્લ ધ્યાન જ

નથી પણ ધર્મધ્યાન + અને શુક્લધ્યાનની જ સુંદર પીઠિકા+ છે એથી એવા ચિંતનનો વિષય અનાત્મભાવ કદી બની જ શકતો નથી, કેવળ અતિશય શુદ્ધ એવા આત્માની ત્યા અપરોક્ષ અનુભૂતિ હોય છે

"વસ્તુ વિચાર ધ્યાવતે, મન પાવે વિશ્રામ;
રસ સ્વાદત સુખ ઉપજે, અનુભવ યાકૌ નામ."

(બનારસીદાસજી)

અનુભવ એ કેવળ ચિંતનનો જ વિષય છે જૈન દૃષ્ટિએ જીવની તદ્દન નજીકનો પર્યાય ભાવમન છે, એ એવા અનુભવનું ગ્રાહક છે વેદાંતમા ભાવ મનને સ્થાને "અંતઃકરણ શબ્દ છે

---

હોય છે સર્વાંગ મોક્ષનું બધારણ ઘડવું એ શુક્લ ધ્યાનના હાથમા છે આ વિષે વિશેષ વિગત આગળ વધશે

+ ધર્મ ધ્યાનના આજ્ઞાવિચય, અપાયવિચય, વિપાકવિચય અને સસ્થાનવિચય એવા ચાર ભેદો છે વિસ્તાર માટે જુઓ ઠાણાંગ સૂત્ર

– બારમા ગુણ થાનક સુધી શુક્લ ધ્યાનના બે પાયા પૈકી એકમા માત્ર પ્રથક્ત્વ ( વિતર્ક સવિચાર ) ભેદ ચિંતન હોય છે શુક્લ ધ્યાનનો આ પ્રથમ પાયો છે અને એકત્વવિતર્ક અવિચાર એ બીજો છે એમા અભેદપ્રધાન અને સ્થિર ચિંતન હોય છે

અગાઉ કહ્યા મુજબ ૮ મા ગુણસ્થાનકથી સ્પષ્ટ શ્રેણીઓ બે પડે છ (૧) ઉપશમ. ( ક્ષપક ત પૈકી ઉપશમ-શ્રેણીવાળો વધુમા વધુ ૮ માથી ૧૧ મા ગુણસ્થાનક સુધી ( ચિંતન દ્વારા) જ , પછી ક્રમ ૭ મા ક્ષપક શ્રેણીવાળો તો ૮-૯-૧૦ થી

અને બૌદ્ધ દર્શનમા "ચિતિ સસ્કાર" શબ્દ છે, અથવા "**मणो-पुव्वंठामा धम्मा, मतोसेट्ठा मणोमाया**" એટલે કે જેને મોખરે હમેશા મન રહે છે અથવા જેમા મુખ્યત્વે મન છે તેવા બધા ધર્મો છે પરતુ અહીં જે ભૂમિકાની વાત છે, ત્યા એનો વિલય થતો હોઇને એ અપેક્ષાએ બૌદ્ધ દર્શનની એ અતિમ નિર્વાણ ભૂમિકા છે જૈન દૃષ્ટિ હજુ એથી ખૂબ આગળ ધપે છે, એટલે અપૂર્વ કરણુ અનુભવ પછી નવમુ અને દશમુ ગુણસ્થાનક વટીને એ ક્ષપકશ્રેણીએ ચઢતા અગિયારમુ છોડીને ઠેઠ બારમે પહોચે છે – હવે ત્યા શુ બને છે તે કહે છે –

---

(૧૧ મે ન જતા બારમામા પહોચી માત્ર અતર્મુહૂર્ત કાળ ત્યા રહી ઉપર તેરમે પહોચી જાય છે

– અહી આપણે ઘણીવાર છૂટક ત્રુટક રૂપે જે ગુણસ્થાનોની ( જીવસ્થાનકોની ) વાત કરી ગયા છીએ તેમનુ પ્રથમથી જ માડીને સક્ષિપ્ત ચિત્ર જોઇ જઇએ

(૧) મિથ્યાદૃષ્ટિ ( મિથ્યાદૃષ્ટિ નામ હોવા છતા આ ગુણસ્થાન એટલા માટે કહેવાય છે કે, એવા સાધકની દૃષ્ટિમા મિથ્યાત્વ હોવા છતા વિચાર અને વિવેકનો પાયો ત્યા મડાય છે–સાધના ત્યાથી જ શરૂ થાય છે–એ રીતે સસારમા આ ભૂમિકાપર અનત જીવો રહેલા હોઈ તરતમ ભાવે એ એકજ ગુણસ્થાનની અનત કક્ષાઓ હોય છે )

(૨) સાસ્વાદન ( આ ગુણસ્થાન વિષે તો એવુ છે કે સમકિતદૃષ્ટિ પ્રાપ્ત થયા પછી પતન થતા માત્ર સમ્યક્ત્વનો થોડો સ્વાદ–થોડી અસર રહે ત્યા લગી આ ગુણસ્થાન ગણાય)

મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણ મોહ ગુણ સ્થાન જો,
અંત સમય ત્યાં પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઈ;
પ્રગટાવું નિજ કેવળજ્ઞાન નિધાન જો (૧૪) અપૂર્વ

અર્થ - મોહરૂપી મહામહેરામણ તરીને પેલેપાર—"ક્યા ક્ષીણ મોહ" નામના બારમા ગુણસ્થાનની ભૂમિકા વર્તે છે, ત્યાં જઈ (અંતર્મુહૂર્ત કાળને) છેલ્લે સમયે વીતરાગ ભાવની પરાકાષ્ઠા

---

(૩) સમ્યક્‌મિથ્યાદષ્ટિ –મિથ્યાત્વમાંથી નીકળીને સમ્યક્ દૃષ્ટિ પામતાં પહેલાં જે મનોમંથનની ભૂમિકા હોય છે તે

આ બીજા અને ત્રીજા બન્નેની સ્થિતિ ઓછામાં ઓછી એક સમયની અને વધુમાં વધુ અંતર્મુહૂર્તની જ મનાઈ છે એ પરથી આ બે ને ગુણસ્થાનોનો આધાર વિચારોની પરિસ્થિતિ પર છે એમ સહેજે સમજાશે.

(૪) સમ્યક્ દૃષ્ટિ ગુણસ્થાન —જે ભૂમિકા પર સત્યની ઝાંખી થાય છે "દર્શન મોહ વ્યતીત થઈ ઉપજ્યો બોધ જે" એ કડી અહીં આવી ગઈ તે જ આ ભૂમિકા મોહનીય કર્મના મુખ્ય બે ભેદ (૧) દર્શન મોહ (૨) ચારિત્ર મોહ. દર્શન મોહના સમ્યક્ મોહનીય મિથ્યાત્વ મોહનીય અને સમ્યક્ મિથ્યાત્વ મોહનીય એમ ત્રણ પ્રકાર છે. ચારિત્ર મોહના ક્રોધ, માન, માયા અને લોભ એમ ચાર મુખ્ય કષાયો અને તે એકેકના ચાર ચાર અનંતાનુબંધી અપ્રત્યાખ્યાનીય, પ્રત્યાખ્યાનીય, સંજ્વલન એમ ચાર ચાર પ્રકારો હોય છે એટલે કુલ્લે સોળ કષાયોના પ્રકારો તથા [illegible]

પામીને આત્માના સંપૂર્ણ જ્ઞાન—એટલે કે કેવળજ્ઞાનરૂપી ખજાનાનો સાક્ષાત્કાર કરુ, એવી અલૌકિક પળો,

હે સર્વજ્ઞદેવ! ક્યારે આવશે ?

**વિવેચન** — દર્શન મોહનો એક સાગર ઓળગ્યા પછી, અનત તોફાનોવાળો બીજો ચારિત્રમોહરૂપી મહાસાગર આવ્યો હતો આ મહાસાગરને પદ્યકારે સ્વયભૂરમણની ઉપમા આપી છે તે યથાર્થ જ છે જેમ લોક વર્ણનમા એ છેલ્લામા છેલ્લા અને સૌથી મહાન સમુદ્ર છે એમ આતરમથનમા પણ એ છેક અતિમ અને મહાસિધુ છે ગત કડીમા એને મહારિપુની ઉપમા આપી

---

સ્રીવેદ, પુરુષવેદ, નપુસકવેદ એમ નવ નોકષાયો (કષાયોને પુષ્ટિ આપનાર) ના પ્રકારો મળી–પચ્ચીસ ભેદો મળીને કુલ્લે (૨૮) આઠ્ઠવીસ પ્રકારો થાય છે તેમાની દર્શનમોહની ત્રણ પ્રકૃતિઓ ક્ષીણ થાય છે, આ સમકિત વખતે ત્રણ ભાવો વર્ણવેલા, છે, (૧) ક્ષાયિક (૨) ક્ષયોપશમ (૩) ઉપશમ ક્ષાયિકમા ક્રમે ક્રમે મૂળથીજ કર્મ પ્રકૃતિનો ક્ષય અર્થાત્ આમૂલાગ્ર એવડી શુદ્ધિ હોય છે, ક્ષયોપશમમા ઉદયમા આવેલ ચારઘનઘાતી કર્મોને ક્ષય અને અનુદીર્ણ (સત્તામા રહેલાઓ)નુ ઉપશમન–દબાવુ–હોય છે. ઉપશમમા ઉદયમા આવેલ મોહનીય પ્રકૃતિનો ક્ષય અને જે ઉદયમા આવવા તૈયાર થઈ હોય તેમને દબાવવાની ક્રિયા થાય છે વિકાસ પામ્યે જતા સાધકમા આ ત્રણે ભાવો સાતમા ગુણ–સ્થાનક સુધી હોય છે આઠમાથી સ્પષ્ટ રીતે બે શ્રેણી પડી જાય છે (૧)–ઉપશમ (૨) ક્ષપક ઉપશમ શ્રેણીવાળાનુ અવશ્ય પતન અને ક્ષપકવાળાનો અવશ્ય વિકાસ થાય છે જ

એના વિજયની વાત કરી હતી અહીં તો હવે એ જિત ઉપર કળશ ચઢ્યો, કારણ કે આ ક્ષીણ મોહ ગુણસ્થાન-(સાંતર મોહના અભાવવાળી) દશા જ એવી છે કે જ્યાં સ્વાનુભવનો ચાંદલિયો સોળે કળાએ ખીલેલો સહેજે મળી ગયો, અથવા તો શ્રી યોગીશ્વર આનંદઘનજીના બીજા શબ્દોમાં કહીએ તો —

---

(૫) દેશવિરતિ ગુણસ્થાન —સત્યની ઝાંખી થયા પછી એનું અવતરણ જીવનમાં થયા વગર રહેતું નથી અને તેથી તેવા સાધકને વૈરાગ્યભાવ સ્વયં સ્ફુરે છે અહીં કષાયની અનંતાનુબંધી દશાનો નાશ થાય છે

(૬) પ્રમત્ત સંયતિ ગુણસ્થાન.—એ વૈરાગ્ય દૃઢ થાય એટલે સંપૂર્ણ સંયમ થાય છે પણ પૂર્વાધ્યાસોના ડોકિયા વારંવાર થવાથી ભૂલો થયા કરે છે અને ભૂલોનો પશ્ચાત્તાપ પણ થયા કરે છે અહીં કષાયની અપ્રત્યાખ્યાની દશાનો નાશ થાય છે

(૭ થી ૧૧)—સાતમાથી અગિયારમા ગુણસ્થાનકમાં નામો અનુક્રમે અપ્રમત્ત સંયતિ નિવૃત્તિ, બાદર અનિવૃત્તિબાદર સૂક્ષ્મસંપરાય અને ઉપશાંત મોહ આ બધાની સ્થિતિ, જઘન્ય માત્ર સમયની અને વધુમાં વધુ અંતર્મુહૂર્તની છે સાતમા ગુણસ્થાનકમાં પ્રત્યાખ્યાની દશાનો નાશ થાય છે આઠમામાં સંજ્વલન કષાયવર્ગમાંનો ક્રોધ છેક જ નાબૂદ થાય છે અને અપ્રમત્તદશા પ્રગટ થવાથી એનો ઉપયોગ અંતરાવલોકનમાં જ થાય છે પણ અહીં આત્મ શુદ્ધ વધે છે જો આંતરિક અને બાહ્ય—વ્યવહાર અને નિશ્ચય —દ્રવ્ય અને ભાવ-એમ ઉભયમુખી શુદ્ધિ ન હોય તો ઉપર ચઢીને પણ છેવટે પાછું જ પડવું પડે છે કારણ કે આ દશામાં અહં તત્ત્વથી પતનને ઉદ્બોધનાર

**સમતા રતનાગરકી જાઇ, અનુભવચદ સુભાઇ:**
**કાલકૂટતજી ભાવમેં શ્રેણી આપ અમૃત લે આઈ.**

(પદ ૩૦–૩ આનદઘન બહુતેરી)

"રત્નાકરમાથી જે સમતા મળી તે સમતા અને અનુભવના સહચારથી આત્મમથન કરતા જે ઝેર હતુ તે તજી દઇને (ઉપશમભાવની શ્રેણી તજીને–ક્ષાયિક ભાવની શ્રેણીએ જતાં) આપો આપ અમૃત નીકળી પડ્યુ"

એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય ! કે વિવેક બુદ્ધિ પછી જાગેલી શ્રદ્ધાએ જ એને આ ભૂમિપર લાવી મૂકયો છે શ્રદ્ધાવિહોણો પુરુષાર્થ, ગમે તેવો પ્રબળ હોત તોય આખરે નિષ્ફળ નીવડત.

---

નિમિત્તો આકસ્મિક ધસી આવે છે, સ્વચ્છદમા પોષાયેલુ અહભાન આખરે મોહના અંકુરને ફલાવીને મહાવૃક્ષ કરી ઠેઠ દર્શનમોહની મૂળ જગ્યાએ લાવી મૂકે છે પણ ક્ષપક શ્રેણીએ ચઢેલો અને સાવધાન સાધક, આઠમામા માનને તદ્દન ગાળી નાખે છે. નવમામા માયાથી પણ મુકત થાય છે અને લાગલુ જ માયાથી પ્રગટ થનાર વેદભાન–એટલે સ્રીને પુરુષ અને પુરુષને સ્રી તરફ થતુ ખેચાણુ કે નપુસકને બન્ને તરફ થતુ ખેચાણુ–ટળે છે, એટલે દશમામા કષાયના કારણભૂત વિકારી હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા પણ ટળે છે અને પછી એવો સાધક સીધો બારમા ગુણસ્થાનકને સ્પર્શે છે બારમા પછીની સ્થિતિ વિવેચનમા હવે આવશે અને અગિયારમુ ગુણસ્થાન તો માત્ર ઉપશમ શ્રેણીવાળા માટે જ છે

(આ નોધ શ્રી લેખિત ભગવતી સૂત્રના અનુવાદમાથી લીધી છે)

આ ભૂમિકામા મોહનીય કર્મનો સર્વથા નાશ થવાથી (પૃથક્ત્વ વિચાર રહિત અર્થાત્) એકત્વ વિતર્ક નિર્વિચાર નામનો શુક્લ ધ્યાનનો બીજો પાયો હોય છે

એથી એ દર્શન એટલે કે ત્રીજો સાક્ષાત્કાર છેક જ અનોખો માલુમ પડે છે અહી સમતાની પરાકાષ્ઠા હોઇને –

**અતસમય ત્યા પૂર્ણ–સ્વરૂપ વીતરાગ થઈ"**

એ ગુણસ્થાનના નિદિધ્યાસથી આ દશામા રહેલો જીવ મુક્તિની વરમાળા પામી જ ગયો સમજવો. કેવળ પ્રભુચિતનનો પ્રસાદ જ આ સસારવેલ વેગળી પડી જાય છે, એટલે કે — અતમુહૂર્ત સુધીના જ અહી સ્થિતિ હોવાથી તેટલા જ કાળની છેલ્લી ક્ષણે વીતરાગ ભાવની પરાકાષ્ઠા સધાઈ જાય છે અને આ રિક કરણોનું તેજ બાહ્ય કરણોનુ સમૂળગુ પરિવર્તન કરી

---

જ્ઞાનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ ગોત્ર અને અતરાય એમ આઠ કર્મો છે સર્વના પ્રધાન કર્મ મોહનીય છે બીજો એના વિસ્તાર છે વિશેષ વર્ણન માટે જુઓ શ્રી ઉત્ત. અ. ૩૩ મુ

\+ માત્ર મનોયોગથી એક દ્રવ્ય, એક અણુ અને એક પર્યાયનુ ચિન્તવન જેમા હોય તે પૃથક્ત્વવિચારરહિત એકત્વ વિતર્ક નિર્વિચાર એટલે કે પેલા પાયામા જે અન્ય યોગ અને અન્ય પદાર્થનું સક્રમણ હતુ ત હવે બધ પડી જાય છે એને લીધે પ્રથમ મુખ્ય ચા ઘાતી કર્મો મોહનીય, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અન અતરાયના આત્યતિક ક્ષય થઈ કેવળજ્ઞાન પ્રાપ્તિ થાય છ જ બીના આગળ ઉપર હવાશે.

નાખે છે. એથી મન, બુદ્ધિ, પ્રાણુ, શરીર, ઇંદ્રિયાદિ સર્વ સામગ્ર-સારાંશ કે પ્રકૃતિના બધા બળો આધિન થઇ જાય છે પૂર્ણયોગની દૃષ્ટિએ શ્રી અરવિંદના શબ્દોમા કહીએ તો “ બધા કારણો પોત-પોતાના મૂળધર્મને ધારણુ કરી લે છે, એથી એવા વિજ્ઞાનના સૂર્યલોકમા રહેનાર પુરુષ વિશ્વમા કાર્ય કરી રહેલી વિરાટ શકિત ઓની ઉપર પ્રચડ અસરો ઉત્પન્ન કરી તેમના કાર્ય દ્વારા સમસ્ત વિશ્વના ક્રમવિકાસ પર અચૂક અસર કરી શકે છે×” અને તત્કાળ :-

**“ પ્રગટાવવું નિજ કેવળજ્ઞાન નિધાન જો. ”**

આત્મજ્ઞાનના અનહદ ભડારની કૂંચી હાથ લાધે છે. સમસ્ત વિશ્વનુ મૌલિક વિજ્ઞાન હસ્તામલકવત્ બને છે સર્વાંગ ત્રિકાળદર્શન થાય છે શ્રમણુ ભગવાન મહાવીર પ્રભુના નિર્વાણુ પહેલા ગૌતમની આ કડીએ બરાબર કસોટી કરી લીધી હતી

ઇંદ્રભૂતિ, જ્યારથી ગૌતમ થયા, ત્યારથી એ ભગવાનનુ હૃદય બન્યા હતા ભગવાનના પ્રાણુવાયુસચારે એ હૃદય ધબકતુ.

એ શત્રુ–મિત્ર પ્રત્યે સમદર્શિતા નિભાવી શકયા માના-પમનના મીઠા–કડવા ઘૂટડા એકરસતાથી પી શકયા જીવિત

---

× યૌગિક સિદ્ધિઓ કરતા તદ્દન જુદા પ્રકારના અતિશયો-વ્યતિકરો વીતરાગ પુરુષો માટે વર્ણવાયા છે. ત્યા આ આધ્યાત્મિક ભૂમિકા જ સમજવી એનુ મુખ્ય પરિણામ કોઈ સ્થૂળ જીવન પર નહિ, પરતુ વિશ્વ પ્રકૃતિના જે નિગૂઢ નિયમો આજે માનવીના પ્રકૃતિને સૂક્ષ્મરીતે કાર્ય કરી રહ્યા છે તેના ઉપર આવે આથી જ ગીતાદૃષ્ટિએ યુગપ્રધાન પુરુષો અને જૈન દૃષ્ટિએ તીર્થંકર પુરુષો વિશ્વહૃદયને અજબ પલટો કરી શકે છે.

અને મરણ બન્ને દશાને સરખી રીતે તોળી શકયા. પરંતુ ભગવાનની દેહવેલડીની આત્યંતિક વિરહવેળાએ, એના મેરુશે નિષ્કંપ આત્મા ડોલવા લાગ્યો. 'પ્રભુનો આત્મહંસ શરીર પિંજરથી ઉડી જશે, પછી મારા મોક્ષનું શું ? આ સંસાર જરીએ નથી સાલતો પણ ભગવાનના સાક્ષાત્ શરીરનો વિયોગ સાલે છે એ પાસે હોય એટલે બસ પછી મોક્ષની કાંઇ પરવા નથી×" પ્રભુ આ મંથનને કળી ગયા અને ફિરશ્તા કહ્યા –" ઓ ભોલીયા! મહાવીર તારામાં છે અને તું બહાર દેખી રહ્યો છે! બધી સિદ્ધિઓને જિતવી સહેલી છે પણ પ્રભુના સાકાર સ્વરૂપદર્શનની તલપ બૂઝવવી બહુ દોહલી છે પરંતુ પ્રિય ગૌતમ ! એ તલપનેય ટળી ગયે જ છૂટકો છે અપ્રમત્ત થા!!! ભગવાન કશુંય આપતા નથી, માત્ર પ્રેરણા દે છે અંદર ડૂબી જા અને એ કેવળ સ્વરૂપે તને એ દેખાશે.. !"

ગ્રંથકારો કહે છે કે પ્રશસ્ત મોહનાં છેલ્લા આવરણને ભેદીને ગૌતમે મહી ડોક્યિું માર્યું અને કેવળજ્ઞાન થયું

આ તરફ—વીર નિર્વાણ

અને આ તરફ ગૌતમને કેવળ જ્ઞાન !+ દીપમાળાઓ

---

× સીરાનું સાહિત્યિક પદ

+ અપ્રશસ્તમોહ કરતા પ્રશસ્ત મોહના ' આવરણ " ખૂબ શક્તિ માગે છે ઉપશમ શ્રેણીનો આત્મા અગિયારમે આવીને તળીએ બેસે છે માટે ચેતો ! એમ જૈનશાસ્ત્રા વારંવાર પોકારે છે વી પાકાર છે ગૌતમે શક્તિ મેળવી હતી એટલે પાર ઉતર્યા – નાન મૂળે એક હોવા છતાં સાધક દશાની ચઢ ઉતર

ઘેર ઘેર પ્રગટી ઊઠી અને દીપોત્સવી પર્વનો મહિમા ભારત વર્ષની આર્યપ્રજાને આંગણે આગણે ફેલાઇ ગયો! .!...!

અહો! એવી કદી નહિ જોયેલી, કે જાણેલી તક કયારે આવશે ?

### ઉપસંહાર

બીજ બળી ગયા પછી વૃક્ષનો સભવ નથી તેમ મોહ સમૂળગો છૂટી ગયા પછી ભવવૃક્ષનો સભવ નથી

---

ભૂમિકાઓને લીધે એના પાચ ભેદો કલ્પાયેલા છે (૧) મતિજ્ઞાન (૨) શ્રુતજ્ઞાન, (૩) અવધિજ્ઞાન, (૪) મન પર્યવજ્ઞાન અને (૫) કેવળજ્ઞાન 'અ' મતિજ્ઞાનના આભિનિબોધિક, સંજ્ઞા, ચિતા, સ્મૃતિ અને મતિ એવા ભિન્ન ભિન્ન અપેક્ષાએ પ્રકારાતરે પાચ નામો આગમોમા વર્ણવાયેલા છે મતિજ્ઞાન એટલે પાચ જ્ઞાનેન્દ્રિયોથી અને મનથી થતો વિશેષ બોધ 'બ' શ્રુતજ્ઞાન એટલે મતિજ્ઞાન પછી થતુ જ્ઞાન, કે જેમા શબ્દ અને અર્થ બન્નેનો સબધ દેખાઇ આવે છે જેમકે 'જલ' શબ્દ સાભળીને તે પાણીવાચક છે એવુ જાણવુ, અથવા "પાણી" દેખીને તેમા "જલ વાકયનો ઉલ્લેખ સહેજે આવી જાય છે આ રીતે સત્યના સાકાર સ્વરૂપે મહાપુરુષોની અદ્દભુત વાણીમા પણ શ્રુતજ્ઞાન જન્માવવાની તાકાત હોવાથી એ અપેક્ષાએ એને પણ શ્રુત તરીકે ઓળખી શકાય क અવધિજ્ઞાન એટલે મન ઇદ્રિયોની સહાયતા વિના જ આત્માની યોગ્યતાને બળે જ થતુ વધુમા વધુ લોકપ્રમાણ મૂર્ત દ્રવ્યોનુ જ્ઞાન ક્ર—મન પર્યવજ્ઞાન એટલે બીજાના મનનુ જ્ઞાન અને છેવટનુ સર્વ દ્રવ્ય, સર્વ ગુણો અને સર્વપર્યવોનુ ત્રિકાલાબાધિત અખડજ્ઞાન, એજ કેવળજ્ઞાન.

"रागोय दोसो विय कम्मबीयं" × અ રાગ અને દ્વેષ એ બે કર્મોના બીજ છે અને દ્વેષનો આવિર્ભાવ તો રાગ પછી જ હોઈ શકે એટલે વીતરાગતા એજ પરમ અમૃત છે

મૂળે આત્મા સ્વયંજ્યોતિસુખધામ છે પણ જે રીતે પ્રકાશ અને સૂરજ વચ્ચેનું અંતર વધતું જાય તેમ તેમ ઉદ્યોત ધીરે ધીરે ઘટતો જઈ અંધકાર ભાસે છે તે રીતે પરમાત્મદશા અને સંસારી જીવદશા વચ્ચેનું અંતર વધતું જઈ પ્રભુતાના કિરણો બહુ ઓછા દેખાવાથી અંધકાર ભાસે છે આધ્યાત્મિક ભાષામાં આને "અજ્ઞાન" કહે છે મોહથી એ જ મે છે અને મોહ જતાં એ ટળે છે મોહજન્ય સંસ્કારોને જૈન પરિભાષામાં વળગણ કહે છે એટલે એવી વળગણથી આત્માની સહજ નૈષ્કર્મ્ય દશાને બદલે કર્મવ્યાસંગ વધે છે એટલે કે પ્રથમ ભાવકર્મ વળગે છે અને ભાવકર્મને લીધે વળી દ્રવ્યકર્મ વળગે છે

અજ્ઞાન અને મોહના સદંતર અભાવ પછી સમતા—વીતરાગતા—ની પરાકાષ્ઠાએ પહોંચાય છે અને અવ્યાબાધ

ચોથા ગુણસ્થાનક પછીથી જ અવધિજ્ઞાનનો સંભવ છે
અને સાતમા ગુણસ્થાનક પછીથી જ મનઃપર્યવ જ્ઞાનનો સંભવ છે

અને તેરમા ગુણસ્થાનકે જ કેવળજ્ઞાનનો સંભવ છે. કેવળજ્ઞાન થતાં પાછી ચાર જ્ઞાનરૂપી જુદી જુદી અપેક્ષાઓ જન્મેલી નદીઓ જ્ઞાનના સિંધુમાં લીન થાય છે

અ ત અ ર નુ નાધાક ૭ મા

કેવળ જ્ઞાન સર્વાંગે જાગી ઉઠે છે તેમજ સ્વયંજ્યોતિ સુખધામ એવા નિજસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે

"નિજપદ જિનપદ એકતા, ભેદ ભાવ નહિ કાંઈ"

એ કથન સફળ થાય છે (૧)



## ઉપોદ્‌ઘાત

## [૧૫]

દુનિયાના પ્રત્યેક દર્શન, મત, પંથ, વાદ કે ધર્મને એક યા બીજા પ્રકારે પુનર્જન્મનો સ્વીકાર કરવો જ પડયો છે, પણ પુનર્જન્મના પ્રતિપાદન માટે જૈન આગમોમા જે દલીલો મળે છે, તે સાવ નોખી ભાત પાડે છે અભિશુદ્ધ વૈજ્ઞાનિક દૃષ્ટિની કસોટીએ એ ચઢી શકે છે એનુ કારણ જૈન આગમોમાં સર્વત્ર પ્રતિબિંબિત થયેલો કર્મવાદ છે.

સૃષ્ટિના કર્તા કે પ્રેરકરૂપ ઇશ્વરને નકારવા છતા—સાદી ભાષામા કહીએ તો ઇશ્વરને સંસાર વ્યવસ્થાની ભાંજગડમા કે સંસાર લીલામા ન પડવા દેવા છતા—આસ્તિકતા અને પુરુષાર્થ એ બન્ને અંગોને એથી જ એક સરખો ન્યાય અપાવી શકે છે.

કર્મવાદમા એટલે ક્રિયા નહિ, પણ કર્મ એટલે ચૈતન્યના પ્રકાશરૂપ ભાવમન સાથે જોડાયેલુ પૌદ્‌ગલિક બંધારણ—જડગોલક શરીર—મનાય છે એ સૂક્ષ્મ શરીર, અનંત સૂક્ષ્મ પરમાણુઓનુ

(૧) રાજપદ્ય પૃ૦ ૧૧૬

બનેલુ હોય છે× અને તેથી એને કામણ શરીર, તેમ જ એના જ બીજા પ્રકારને તેજસશરીર તરીકે ઓળખવામા આવે છે આ સૂક્ષ્મ શરીર દ્વારા જ સ્થૂળ શરીર સર્જાય છે

કર્મ જાતે તો જડ છે, પણ ભાવમનના ભેગાણને લીધે જીવમા રાગદ્વેષવશાત્ કર્મ પુદ્ગલો પોતે જ (જીવમા) આશ્રય પામે છે અને જેમ ઝેરમા મારણશક્તિનો ગુણ હોવાથી–ઇચ્છાએ કે અનિચ્છાએ પણ પ્રતિકારક બળ ન મળે તો–એ પોતાના ભાવ સ્વય ભજવે છે તેમ કર્મ પણ પોતાની સાસારિક અસર આત્માપર ઉપજાવે છે અને એ રીતે એ સૂક્ષ્મકર્મો સાસારિક જીવની ક્રિયાદ્વારા પલટો પામતા+ અતકાળે જે સત્ત્વાળા રૂપે રહે છે તે જ જાતની યોનિમા–પોતે સજાતીય વાયુમડળમા એટલે કે વિવિધ ઉચ્ચનીચ યોનિમાં–ખેચાય છે અને સાથે આસક્ત જીવને પણ ખેચી જાય છે આ રીતે જ મ જન્માતરની ઘટમાળ ચાલે છે

---

× વર્ણ, ગધ રસ, સ્પર્શાદિ એના ધર્મો હોવાથી જ એ એને ગમે છે અને એમા એનું ખેચાણ થાય છે

+ ક્ષણે ક્ષણે પલટાઇને કર્મ કેવી પ્રકૃતિ ધારણ કરે છે? એના કેવા પ્રકાર ભેદો પડે છે? કેટલો વખત એ ટકે છે? એનો કેટલો ક્ષત્ર વિસ્તાર હોય છે? અને જીવપર કેવા ભાવો અસર કરે છે? એ વર્ણન, આ સ્થળે આપી શકાય તેમ નથી કારણ કે તે વિષય એટલો સૂક્ષ્મ છે કે એને સુવાચ્ય બનાવવા જતા ગ્રથગૌરવ થઇ પડે. વિશિષ્ટજિજ્ઞાસુએ એ કર્મ ઉપરના (આચાર્યકૃત) સ્વતત્ર ગ્રથો જ જોવા જોઇએ.

અહીં એ પ્રશ્ન થાય કે જો કર્મ મૂળે જડ સ્વરૂપ છે અને આત્મા મૂળે ચેતન સ્વરૂપે છે તો એ બન્નેનો સબધ કેમ ઘટે? એનો ઉત્તર તો અગાઉ અપાઇ ગયો છે. "જીવની પોતાની જ કામનાથી એ સબધ બધાય છે અને કામનાથી જ ટકે છે" તો હવે કામના જતા એ સંબંધ છૂટવો પણ જોઇએ! એટલે પદ્યકાર આગળ વધતાં કહે છે કે—

**ચાર કર્મઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં,**
**ભવના બીજતણો આત્યતિક નાશ જો;**
**સર્વભાવજ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા,**
**કૃત્યકૃત્ય પ્રભુ વીર્ય અનત પ્રકાશ જો (૧૫) અપૂર્વ**

**અર્થ**—(પ્રભુતાના ગાઢ આલિગનથી વચિત રાખનાર) ચાર ઘનઘાતી કર્મના જ્યા છૂટાછેડા થાય છે તેમજ સસારના બીજનો જ્યા કાયમી વિનાશ થાય છે એમ છતા સર્વભાવોનુ જ્ઞાન અને દર્શન, શુદ્ધિ સાથે જ્યા અખડ વર્તે છે એવી અનતવીર્ય તથા અનત તેજથી દીપતી,

પર્યાપ્ત પ્રભુતા હુ કયારે પામીશ ?

**વિવેચન** કર્મના આઠ ભેદો વિષે સક્ષેપે કહી ગયા છીએ× અહીં એ આઠ પૈકીના માત્ર ચાર એકી સાથે છૂટી જાય છે કારણ કે મોહ છૂટતા મોહનીય છૂટે છે અને વીતરાગતાની

---

× અહીં આનદઘનબહુતેરી પર લખાયેલા વિવેચનમાથી કર્મ સબધીનુ લખાણ પ્રસગ પૂરતુ નીચે પ્રમાણે લીધુ છે તેથી કઇક અશે જિજ્ઞાસા તૃપ્ત થશે સસાર તરફ લઈ જતી જે કર્માવલી હોય છે, એ જૈન દૃષ્ટિએ કર્મપ્રકૃતિ કહેવાય છે

પરાકાષ્ઠા સધાય છે એટલે આપોઆપ આત્માપરમાત્મા વચ્ચેનો અંતરાય દૂર થાય છે અને એટલું થયા પછી બિડાયેલો પરમ પ્રકાશનિધિ ખૂલી જાય છે સારાંશ કે મોહનીય, અંતરાય, જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય એ ચારે કર્મો વિખરાય છે આ ચાર કર્મોને ઘનઘાતી એટલા માટે કહેવાય છે કે આત્માના સહજાનંદ ઘનસ્વરૂપના વિઘાતક એ જ છે.

એ જેવા પ્રકારે, જેવા પ્રદેશે, જેવા રસે, જેવા ક્ષેત્રે, જેવી સ્થિતિએ બંધાયા હોય છે તેવા જ પ્રકારે, તેવા પ્રદેશે તેવા રસે, તેવા ક્ષેત્રે અને તેવી સ્થિતિએ જ છૂટે છે બીજો એનાથી છૂટવાનો એકે ઉપાય નથી. એવો કર્મકાનૂન એ સૃષ્ટિ સનાતન અચળ કાનૂન છે (પ્રકૃતિબંધ અને પ્રદેશબંધ યોગથી તથા સ્થિતિબંધ અને રસબંધ કષાયથી થાય છે—શ્રીમદ્)

---

કર્મ આવરણ રૂપે એક હોવા છતાં એના વિભિન્ન શક્તિઓરૂપે મૂળ આઠ અને એના ઉત્તર ૧૭૬ ભેદો.

પ્રકરણકારો આ રીતે બતાવે છે —

| કર્મનું નામ | | પ્રકૃતિ |
|---|---|---|
| જ્ઞાનાવરણીય | ની | ૫ |
| દર્શનાવરણીય | " | ૯ |
| વેદનીય | " | ૧૬ |
| મોહનીય | " | ૨૮ |
| આયુષ્ય | " | ૪ |
| નામ | " | ૯૩ |
| ગોત્ર | " | ૧૬ |
| અંતરાય | | ૫ |

વિશેષ સમજ માટે આગળનું ટિપ્પણ જુઓ.

આ ખીના સમજાવવા માટે જૈનાચાર્યો પોતાના ગ્રથોમા ખૂદ ભગવાન મહાવીરની સાધનાશ્રેણીમા એવા પ્રસગો મૂકે છે –

"દા ત મહાવીરના પૂર્વજન્મોમા એક પ્રસગે એમણે પોતાના હાથ તળેના નોકર ઉપર ક્રોધ કરીને કાનમા સીસાનો રસ રેડાવ્યો હતો એના પરિણામે એમના કાનમા ખીલા ઠોકાયા, અને છતા એ ખીલા મારનાર પરત્વે જ્યારે નવુ વૈર ન બધાયુ ત્યારે જ એ વૈર ખરી પડયુ"

અહીં એક શકા થાય છે કે. જો એમ જ એક એક વ્યકિતનુ ચડેલુ કર્મરૂપી દેવુ એ જ રીતે ફરી ભોગવ્યા સિવાય છૂટકારો ન થતો હોય તો જેટલા ભવમા, જેટલી વ્યકિતઓ જોડેના જેટલા સબધોમા, જે કર્મ બધાયેલુ હોય, તેનુ દેવુ ભરવા માટે તો બીજા તેટલા ભવ તેટલી વ્યકિતઓ અને તેટલા સબધો અનિવાર્ય ગણાય અને તો તો ભવનો પાર જ કેમ આવે ? (કારણ કે જીવે આ પૂર્વે અનતભવો કર્યા છે) એ શકાનુ સમાધાન કરતા જૈન આગમો કહે છે કે વ્યકિત, સબધ કે જન્મોની સખ્યાનુ બધન ગૌણ છે

"कडाण कम्माण न मोक्ख अत्थि"

નો મુખ્ય આશય તો એ એ કર્મના બીજ સાથે છે જો એ બીજ મૂળથી બાળવા જેટલી શકિત કેન્દ્રિત થઇ ગઇ હોય તો એક ભવમા પણ એ બળી શકે 'કોટિ વર્ષનુ સ્વપ્ન પણ જાગૃત થતા સમાય તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતા દૂર થાય

---

**કર્મસબધી વિગત:**

મૂળના નામો અનુક્રમે (૧) જ્ઞાનાવરણીય –આત્માના જ્ઞાન-

આ૦ ૧૧૪ શ્રીમદ્ એક ભવમા પ્રસંગો ભલે થોડા બને પણ એવા મજબૂત બને કે સાંગોપાંગ કસોટી કરી નાખે !

---

સ્વરૂપ સત્ પર સીધુ આચ્છાદન કરનાર શકિત. (૨) દર્શનાવ રણીય – આત્માના અનુભવ સ્વરૂપ–ચિત્ત ચૈતન્ય પર સીધુ આચ્છાદન કરનાર શકિત (૩) વેદનીય.–આત્માના સહજાનંદ સ્વરૂપ પર આચ્છાદન કરનાર શકિત આ આવરણમા મનોમય કોષ જ મુખ્ય કામ કરતો હોય છે અને તેથી જ આત્માને પોતે નિત્ય આનંદમય હોવા છતાં સુખ અને દુખની લાગણી જન્મે છે —

[ વેદનીય વિષે શ્રીમદ્નો એવો અભિપ્રાય છે કે બીજા ઉદયમા આવેલા કર્મોનું, આત્મા જેમ તેમ સમાધાન કરી શકે પણ વેદનીય કર્મમા તેમ થઈ શકે નહિ ને તે આત્મ પ્રદેશે વેદવું જ જોઇએ. તે વેદતા મુશ્કેલીનો અનુભવ થાય છે ત્યા જો ભેદજ્ઞાન સંપૂર્ણ ન થયુ હોય તો આત્મા દેહાકારે પરિણમે અને શાંતિનો ભંગ થાય ]

(૪) મોહનીય –આત્માના એ સચ્ચિદાનંદ સ્વરૂપને આવરી લેવાની અને સંસારાભિમુખ–પ્રકૃતિવશ–બનાવવાની મૂળ કરામત જે શકિતના હાથમા છે તેનું નામ જ મોહનીય એથી [મુખ્યત્વે આના ઉપર ૮ ચૈતન્યવિકાસ કે ચૈતન્યપાતનો મૂળ આધાર છે, (૫) આયુષ્ય – જન્મ અને મરણુન ઉત્પન્ન કરી ભ્રમણ કરાવવાની કળા ભલે મોહનીયના હાથમા હોય ! પણ એને અમલમા મૂકવી અને અકામ કે સકામ મૃત્યુ કરાવવામા પૂર્ણ કાળ કે અલ્પ કાળ લગી દેહમા જીવનને ધારણ કરવું એ શકિત આ આવરણના હાથમા છે જ સાધકો ઉત્તમ કોટિવાળા હોય છે એનું

સુવર્ણની જેમ જ માત્ર નહિ, કમળની જેમ પણ માટે જ પદ્યકાર કહે છે કે–અહી સુધી ક્રમે ક્રમે એવડી શુદ્ધિથી આવી પહોચેલા પુરુષને માટે જ —

---

જીવન તો એ પૂર્ણ જ ટકાવી રાખે છે, પણ બીજા તો ઘણાયના હાથમા શકિત આપીને પણ જો એને ભાન થાય કે અપાત્રને હાથ ગઇ તો એ પાછી ખેચી લે છે કેટલાકને તો માતાના ગર્ભમા મૂકીનેય પડાવી લે છે, તો વળી કેટલાકને જન્મતા જ ધરણીમાના ખોળામા પોઢાડી દે છે કેટલાકને બાળવયમા, કેટલાકને યુવાનીમા ને કેટલાકને વૃદ્ધ વય પછી જ પોતાના હાથમા એ પકડે છે આને લોકો કાળ તરીકે ઓળખે છે અને કાળ કેટલાકને વાઘ જેવો ભયકર લાગે છે, તો સશકતને તો એ હાથમા ખેલવાનુ રમકડુ બની રહે છે કૈકને એ હસાવે છે ને કૈકને રડાવે છે પણ સશકતોને એણે કદી રડાવ્યા નથી, એટલુ ચોક્કસ આ જ આવરણ સપૂર્ણ જ્ઞાન થયા પછી એ સિદ્ધ સાધકને જગતમા ટકાવી, જગતને પાવન કરનારા કલ્યાણ સૂત્રો વરસાવવાની કૃપાનુ નિમિત્ત બને છે, એ પણ યાદ રાખવા જેવુ છે (૬) નામ–દેહને અગે જે વ્યકિતભિન્નતાને જાળવી રાખે છે, તે શકિત આ પણ ભલે નામ માત્રનુ હોય તોય આવરણ તો છે જ જ્યા સુધી કેવળ જ્ઞાન–સપૂર્ણ જ્ઞાન–ન થાય ત્યા સુધી તો અભિમાનને ટકાવવામા આ આવરણનો પણ ફાળો કંઇ ઓછો હોતો નથી, પણ જ્યારે સપૂર્ણ જ્ઞાન થઈ ઉપરની ભૂમિકામા આત્મા સ્થિત થાય છે ત્યારે એ આવરણ પોતાનુ સ્થાન બદલી નાખી લોકોપકારકતામા પોતાનુ અદ્‌ભૂત મૂલ્ય નોધાવે છે તીર્થકરની સ્વરૂપસ્થિતિ ટકાવી સઘ રચના કરી સાધકને અનુભવની

"ભવના બીજતણો આત્યંતિક નાશ જો;"
એ શકય છે

પોથીઓની જે મહામૂલી ગુપ્ત જ્ઞાનની ભેટ મળે છે, તે આ શક્તિને આભારી જ છે એમ કહ્યા સિવાય કેમ રહી શકાય! (૭) ગોત્ર–પ્રાણી માત્રમાં બીજા કરતાં હું ઉચ્ચ છું" એવી જાતની જે લાગણી છૂપી છૂપી રહી સૃષ્ટિમાં અભિન્નતાના સવા રનમાં ઝીલતા ચેતનને વિસંવાદિતામાં ભેદમાં–ભિન્નતા તરફ ઘસડી જાય છે પછી એ વ્યવસ્થા નીતિ, ધર્મ, દયા, દાન, પ્રભુ, ઉપકાર એવા એવા આકર્ષક નામો તળે હો! કે અનીતિ, અવ્યવસ્થા, સામ્પ્રદાયિકતા મોહ સ્વાર્થ–મૂઢતા ના નામો તળે હો! પણ એ આવરણને ગોત્રકર્મ કહેવાય છે જ્યારે મોહરૂપી સ્વયંભૂરમણ જેવો મહાસમુદ્ર તરીને સાધક પાર ઉતરે છે ત્યારે પાછું આજ આવરણ ઊલટું સહાયક બની જાય છે આ પરથી એ નવીન સમજવાનું સાધકને મળે છે કે, જે બંધનો હોય છે તે બંધનો માત્ર સાપેક્ષ છે અપેક્ષા ઉઠી ગયા પછી બંધનો ઊલટાં મુક્તિના કારણો એટલે કે સાધનો બને છે જૈનદૃષ્ટિએ કેવળજ્ઞાન પછી મુક્તિ કે સિદ્ધિના શિખરે આત્માને એ પેલા ચાર બળી સી રીવત થયેલા કર્મો જ નથી પહોંચાડતા તો બીજું કોણ પહોંચાડે છે? આ માને જે ઉચ્ચ ગતિનો વેગ મળે છે ત એના પૂર્વ શરીર ગત પ્રવાહમાંથી જ મળે છે (૮) અંતરાય–ઇચ્છાશક્તિ કે પ્રાપ્તિ અને ઉપયોગ અને પુરુષાર્થ–શક્તિ પ જેનું નીચું આવ ણું છે ત શક્તિને અંતરાય કહે છે કહેવાની મા મે જ જડ હોય કે આ આવરણ પણ મોહનીયનું મુ ય આવ ણ ના છૂટું કાળું થવાની સાથે જ પ્રાયઃ ના પામે છે

સારાશ કે આવી રીતે સસારના બીજનો મૂળથી જ કાયમ માટે–(સમુળગો) વિનાશ થવો જોઇએ

---

જ્વલંત પ્રતાપ, અપ્રતિમપ્રતિભા, વિશ્વને આજી નાખે એવુ દિવ્યતેજ અને ક્ષુદ્ર જગતની દૃષ્ટિએ દેખાતી અણિમાલઘિમા જેવી મહાસિદ્ધિઓ તથા ચમત્કારો આ કોટિએ ગયેલા સાધકનુ ચરણ ચુબતા હોય છે પણ એને પોતાને એની લેશ પણ પરવાયે હોતી નથી અને પોતા પાસે એ છે એવીય એને અસર હોતી નથી કારણ કે એ ભૂમિકામા એને થતો દિવ્યઆનંદ એને સ્વ સ્વરૂપમાજ મસ્ત બનાવી ડોલાવે છે, જાણે ત્રણે ભુવનનું સામ્રાજ્ય એને ચરણે ઢળ્યુ હોય અને આખી સૃષ્ટિની લીલા જેમાથી ઉત્પન્ન થાય છે, તેની સમસ્ત ચાવી એને પોતાને જ હાથ લાધી ગઇ હોય, એવી સ્થિતિનુ વેદન થવા માડે છે વેદાત-દૃષ્ટિએ આ આનદમય કોષની એટલે સપૂર્ણ ભૂમિકા છે પણ જૈન દૃષ્ટિએ હજુ એ અપૂર્ણ છે

કારણ કે અવતારવાદવાળા સગુણબ્રહ્મ કે અદ્વૈતસ્વરૂપ નિર્ગુણ-બ્રહ્મ, એ બન્ને સ્થિતિને વટાવી અખિલ વિશ્વના સર્વ પદાર્થોમા પોતાનુ જ્ઞાન કાળાદિના આવરણ સિવાય ત્રિકાલાબાધિત વ્યાપક રહે ! એ ઉચ્ચ અને અડોલ ભૂમિકાએ જ–આત્માને ઉર્ધ્વ પહોચાડયા પછી જ એ (જૈનદૃષ્ટિ) પોતાની સાધનાની સિદ્ધિ કરી વિરમે છે, ત્યા સુધી વિરમતી નથી

(૧) ૧ મતિજ્ઞાનાવરણીય ૨ શ્રુતજ્ઞાનાવરણીય ૩ અવ-ધિજ્ઞાનાવરણીય ૪ મનપર્યાયજ્ઞાનાવરણીય અને ૫ કેવળજ્ઞાના-વરણીય—એમ જ્ઞાનાવરણીયના પાચ પેટા ભેદો છે

(૨) ૧ નિદ્રા ૨ નિદ્રા નિદ્રા ૩. પ્રચલા (ઊઠતાબેસતા

જગતમાહેની સૂક્ષ્મ કે સ્થૂળ કોઇપણ ઘરના હેતુ વગરની

ઊંઘવાની આદત) ૪ પ્રચલા પ્રચલા (ચાલતાચાલતા નિદ્રા લે અને ભાન હોય તેમ આઉના ગાઉ ચાલી નાખે) અને ૫ થિણુદ્ધિ નિદ્રા (જે નિદ્રામા પુષ્કળ બળ પ્રગટે છે અને પહેલાં જાગૃત અવસ્થામા ચિંતવીરાખેલુ કે બીજુ કઇ પણ અસાધારણ કામ કરવા છતા કશુ જ ભાન નથી રહેતુ અને વર્ષો સુધી સૂઇ રહેવાના દાખલા બને છે તે જાતની નિદ્રા) આવા નિદ્રાનો શાસ્ત્રપ્રસિદ્ધ દાખલો કુંભકર્ણનો છે અને ઇતિહાસિદ્ધ હમણા જ પ્રત્યક્ષ દાખલો અમેરિકન યુવતિ "મેરવીર ઓરટેસિયા" નો છે જે વિષે અગાઉ વિવેચનમા કહેવાઇ ગયુ છે ૬ ચક્ષુદર્શનાવરણીય ૭ અચક્ષુદર્શનાવરણીય ૮ અવધિદરાનાવરણીય અને ૯ કેવળદર્શનાવરણીય એમ દર્શનાવરણીયના નવ પેટા ભેદો છે

(૩) વેદનીયના બે પ્રકાર છે ૧ સાતાવેદનીય (જે ભોગવતા સુખ જન્મે) ૨ અસાતાવેદનીય (જે ભોગવતા દુખ જન્મે) એ બન્નેના વિશેષે કરીને સોળ ભેદો ગણાય છે

(૪) મોહનીયના પેટા ભેદો અગાઉ કહેવાઇ ગયા છે ૨૮ અઠાવાસ

(૫) નરક તિર્યંચ, મનુષ્ય અને દેવનું આયુષ્ય એમ આયુકમના ચાર પેટા ભેદો છે

(૬) શુભનામ અને અશુભનાન એવા નામ કર્મના બે. ઉપરાત ઉપપેટા ભેદો ૯૩ ત્રાણુ થઇ શકે છે

(૭) ઉચ્ચ ગોત્ર અને નીચ ગોત્ર એમ ગોત્ર કર્મના પેટા ભેદ બે છે પણ આઠ પ્રકારનો મદ કરવાથી નીચ ગોત્ર

કે અકસ્માત નથી+ એની પાછળ કાર્યકારણની પરંપરા જોડાયેલી છે આ દૃષ્ટિ યથાર્થ સમજાય ત્યારે (જેમ યથાર્થ જ્ઞાનને અભાવે કર્મને જન્માવે છે ને વધારે છે તેમ) કર્મને કર્મથી દબાવીને ટાળી પણ શકે જ ગીતા દૃષ્ટિએ આનુ જ નામ નિયત કર્મ છે= એવી ક્રિયામા આસક્તિ ન હોઇ શકે। આસક્તિ ન હોય ત્યા કર્મ કરવા છતા બધન ન થાય× આ જ નૈષ્કર્મ્યદશા પામવાનો એક અને અજોડ માર્ગ છે– એજ ક્રમે સસારનુ બીજ બળે બીજો એકે ક્રમ નથી, એ આપણે અત્યાર સુધીની વિવેચનામા વિસ્તારથી જોઇ ગયા હવે આગળ જોઇએ

**"સર્વભાવ જ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા."**

કેવળજ્ઞાન થયા પછી સર્વ પર્યાયસહિત સર્વ દ્રવ્યોનુ

---

અને એવા આઠ પ્રકારના ગુણો મળવા છતા મદ ન થવાથી ઉચ્ચ ગોત્ર મળે છે. માટે તે બન્નેના ઉપપેટા ભેદો આઠઆઠ મળી સોળ થાય છે

(૮) અતરાયના સક્ષેપે પાચ પેટા ભેદ છે (૧) દાનાતરાય (૨) લાભાતરાય (૩) ભોગાતરાય (૪) ઉપભોગાતરાય અને (૫) વીર્યાતરાય

---

+ नासतो विद्यते भावो, नाऽभावो विद्यते सतः
ગીતા અ૦ ૨–૧૬.

= "नियत सङ्गारहितम्" (ગીતા અ૦ ૧૮–૨૨)

× "जे आसवा तेपरिसवा" (શ્રી આચારાગ)

– "तेन त्यक्तेन भुञ्जीथा." ઇશાવાસ્યોપનિષદ્–૧–

અખડ રીતે જ્ઞાન આ ભૂમિકાથી જ શરૂ થાય છે અને તે કાયમ ટકે છે+ પયકાર ' સર્વ ભાવ ' શબ્દ લે છે એમા રહસ્ય છે જેમ વૈજ્ઞાનિક માત્ર " ગુરુત્વાકર્ષણ " ના એક જ સિદ્ધાંતની શોધમા સમસ્ત વિશ્વ સકળાયેલુ જુએ છે તેમ એવો પુરુષ આત્મશોધની પૂર્ણતામા સમસ્ત વિશ્વને પ્રતિબિંબિત થયેલુ નિહાળે છે આ જ દૃષ્ટિએ શ્રી આચારાંગ બોલે છે " जेएगं जाणाइ से सव्वं जाणाइ " ૩-૪-૨

અર્થાત્—જેણે આત્મા જાણ્યો તેણે બધુ ય જાણ્યુ જે નિયમ એકને લાગુ પડે છે તે જ બધાને લાગુ પડે જ છે×

---

+ આપણે અગાઉ મતિજ્ઞાન, શ્રુતિજ્ઞાનનુ લક્ષણ જોઈ ગયા, ત્યા પદાર્થોનો સ પૂર્ણ બોધ શકય નથી કારણ કે એ જ્ઞાનમા ઇંદ્રિયો અને મનની સહાયતા મુખ્યત્વે હોય છે અને ઇંદ્રિયો અને મનનો સ્વભાવ ખ ડાત્મક હોઈ, અખડ સ્વરૂપે એ દ્રવ્યોનો સાક્ષાત્કાર કરાવી શકે નહિ. અવધિજ્ઞાન અને મન.પર્યાય જ્ઞાન ક્રમશ ઊચા હોવા છતાય મર્યાદિત જ છે આની વિસ્તૃત સમાલોચના——

—જુઓ શ્રી આચારાગ પૃ ૧૦૧ થી ૧૦૪

× ( સ્થૂળ ) વિજ્ઞાન ( પણ ) પોતાની સર્વ શાખાઓમા જ એક મોટી વાત બતાવે છે ત નિયમની સર્વ વ્યાપકતા છે ખગોળ શાસ્ત્રી મે ત્યા ત શોધી શકે છે પછી તે સૂર્યમડળના પ વામા હોય કે મહોની ન્યુ પ્રક્રિયામા હોય ! એ તો એક જ નિય નુ એમા કાર્યાનુસરણ જુએ છે

( હેવી ક્વૉચ )

જે નિયમ આત્માને લાગુ પડે તે નિયય વિશ્વને જરૂર લાગુ પડે પણ વિશ્વને લાગુ પડે તે નિયમ આત્માને લાગુ પડે અને ન પણ પડે એની વ્યાપ્તિ સમજવી

આ દૃષ્ટિએ જોતા સ્થૂળ વૈજ્ઞાનિક નિયમની શોધ, આત્મ-વિજ્ઞાનમા અતર્ગત થાય, પણ આત્મવિજ્ઞાનની શોધ સ્થૂળ વૈજ્ઞાનિક નિયમોની શોધમા અતર્ગત ન થાય! એના કારણમા 'સહ શુદ્ધતા' પદ અહીં મૂકાયુ છે સ્થૂળ વૈજ્ઞાનિક નિયમની શોધ; તો આત્માની નિર્મળતાવિહોણો સાધક પણ કરી શકે, પરતુ આત્મવિજ્ઞાન તો શુદ્ધ થયા વિના સાપડે જ નહિ "આતરિક વિશુદ્ધિ" એ એની પહેલી શરત છે અને એ છેવટ પર્યંત રહે છે આત્મ-વિજ્ઞાનનો બીજો મુદ્દો એ છે કે ત્યા "જાણવુ અને અનુભવવુ" એ બે જુદા જુદા નથી, એકરૂપ છે એટલે જ એવો ત્રિકાળદર્શી પરમપુરુષ વિશ્વહૃદયના જ્ઞાન અને દર્શન–યુગપત્–એકીસાથે–પામે છે વસ્તુત. કાળના વર્તમાન, ભૂત અને ભવિષ્ય એવા ભેદો નથી, કારણ કે એ ભેદો તો સાપેક્ષ છે એમનુ ક્ષેત્ર પરિમિત છે અને આ દશા તો નિરપેક્ષ છે અને એનુ ક્ષેત્ર પણ અપરિમિત છે એટલે ત્યા કાળ દ્રવ્ય અખડ છે– ખડિત નથી, સળગ છે,×

અહી એ શકા ન થવી ઘટે કે જો એમ જ હોય તો દ્રવ્ય માત્ર સત્ છે અને ' ઉત્પતિ, સ્થિતિ અને લય " એ એનુ

— જુઓ ભગવતી શતક બીજાનો ઉદ્દેશક નવમો અને એના ટિપ્પણો.

× दिक्कालानवच्छिद्यन्न ब्रह्म આત્મજ્ઞાનમા ક્ષેત્ર અને કાળના ખડ નથી

લક્ષણ છે તે કેમ ઘટી શકે ?+ કારણ કે (દા. ત.) ભાવને જાણ્યો અને જોયો, એ વાક્યમાં જાણ્યો એ પ્રયોગ જે સમયને લાગુ પડયો ત્યાં ઉત્પાદ થયો અને "જોયો" એ પ્રયોગ જે સમયને લાગુ પડયો ત્યાં વ્યય થયો પણ એ બન્ને વચ્ચે જે જ્ઞાનમય ઉપયોગ રહ્યો તે તો સ્થિર જ છે આ રીતે પૂર્વ જ્ઞાત પર્યાયના ભાસનનો વ્યય, અભિનવ જ્ઞેય પર્યાયના ભાસનનો ઉત્પાદ તથા જ્ઞાનપણાનું ધ્રુવત્વ એ ત્રણે ઘટી ગયા. પણ એ ટલુ યાદ રાખવું જોઇએ કે અહી "જાણવું" અને "જોવું" એ બન્ને સમયવ્યવહારની દષ્ટિએ જુદા જુદા લેવા પડે છે, છતા વસ્તુત ભિન્ન ભિન્ન નથી. એક જ વસ્તુની બે બાજુઓ છે અને ત્રિકાળજ્ઞાની એ બન્નેને એકી સાથે જાણે દેખે છે અહી જાણવા દેખવાની ક્રિયા ઇંદ્રિયજન્ય નથી એટલે સમય ક્ષેત્રનો વ્યવહાર પણ બાધિત નથી. સારાશ કે એ જાણવા દેખ વાનો અર્થ અહી ભાવને ઓળખે છે ભોગવે છે એવો બતાવવા માટે જ પદકાર કહે છે કે —

' કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનત પ્રકાશ જો..."

અહી કૃતકૃત્યતા પ્રભુતા અનત વાર્ય અને અનત પ્રકાશ હોય છે અર્થાત હવે કશુ કરવાપણુ રહેતુ નથી. કારણ કે પ્રભુ–એટલે કે સપૂર્ણ પરમાત્મસ્વરૂપ–સાથેની એકતા અનુભવાય છે. ×

---

+ उत्पादव्यय ध्रौव्यात्मक यत् तत् सत् श्री तत्त्वार्थ ધિગમ સૂત્ર

× સાલોક્ય, સામીપ્ય સાદૃશ્ય અને સાયુજ્ય એમ ચાર

વીર્ય અને પ્રકાશ બન્ને અનતતા ધરે છે શ્રી અરવિદના સક્ષિપ્ત શબ્દોમા કહીએ તો —

"અહી પૂર્ણતાના મૂળ છએ તત્ત્વો પ્રગટ થાય છે :– પૂર્ણસમતા, પૂર્ણશકિત, પૂર્ણવિજ્ઞાન, પૂણકાર્ય, પૂર્ણભકિત અ પૂર્ણાનદ ."

અહો પરમાત્મન્ !

એવી અપૂર્વ દશા કયારે આવશે ?



**: ઉપસહાર :**

ભાવ કર્મનો કર્ત્તા જીવ છે જે જેનો કર્ત્તા હોય તે તેનો ભોકતા હોય જ દ્રવ્યકર્મનુ કર્ત્તા ભાવ કર્મ છે દ્રવ્ય કર્મથી સંસારરતિ જાગે છે સંસાર–રતિ અને આત્મજ્ઞાન બન્ને પરસ્પર વિરોધી છે આત્મજ્ઞાન, ભાવને જ સ્પર્શે છે જો કે ભાવ વિના દ્રવ્યની હસ્તી નથી. પણ ભાવસવેદનની સૃષ્ટિમા જે રસ હોય છે, તે રસમા કદી વિરસતા સભવતી નથી જે ખૂબસુરતી હોય છે તે ખૂબસૂરતીમા કદી બદસૂરતી સ્થાન લેતી નથી જે પ્રકાશ હોય છે, તેમા કદી તિમિર પેસી શકતુ નથી જે વીર્ય હોય છે

---

પ્રકારની મુકિત, દાર્શનિક પરિભાષામા વર્ણવાયેલી છે તેમાની અહી સર્વોત્તમ મુકિત બતાવે છે –

કર્ત્તા ભોક્તા કર્મનો, વિભાવ વર્ત્તે જયાય,
વૃત્તિ વહી નિજભાવમા, થયો અકર્ત્તા ત્યાય
( આત્મસિદ્ધિ ૧૨૧ શ્રીમદ્ )

તેમા કદી વિકાર સ્પર્શી શકતો નથી આ રીતે દ્રવ્ય કર્મ વિનાનું ભાવ ટકતુ નથી, એટલે ભાવ કર્મ ટળી આખરે આત્મા, ભવ કર્તાને બદલે ભાવજ્ઞાયક બને છે

સસારરતિની સૃષ્ટિમા એથી સાવ ઉલટુ છે, માટે જ એ સસારરતિનું બીજ બાળી કૃતકૃત્ય થવું રહ્યું !



ઉપોદ્ઘાત :

પદ્યરચયિતાની કલ્પના ઠેઠ તેરમા ગુણસ્થાને ઉડીને આવી પડી છે ગતકડી અને આ કડી બન્નેમાં એ ભૂમિકાનો જ ધ્વનિ છે જૈનની દૃષ્ટિએ જોતા ચૌદે ગુણ સ્થાનોમા ૧-૪-૫-૬ અને ૧૩ એ પાચ જ અતિ મહત્વના છે કારણ કે તે૮ના જ દીર્ઘ સ્થિતિવાળા છે બાકીના પૈકી કોઇ પણ અતર્મુહૂર્ત કાળથી× અધિક મુદતવાળા નથી. પરતુ એ પાચમાં પણ ખરેખરું મૂલ્યવાન તો તેરમુ છે એ વિષે આપણે પદરમી ટૂકમા જોયુ અને સોળમી ટૂકમા વિશેષ જોઇશુ

વેદનીયાદિ ચારકર્મ વર્તે જહાં,
બળી સીદરીવત આકૃતિ માત્ર જો;
તે દેહાયુષ આધિન જેની સ્થિતિ છે,
આયુષ પૂર્ણે મટીએ દૈહિક પાત્ર જો, (૧૯) અપૂર્વ

અર્થ —જ ભૂમિકામા બાકીના—વેદનીય વગેરે—વેદનીય નામ- ગોત્ર અને આયુષ્ય—ચાર કર્મો પણ બળેલી સીંદરીની માફક (કામ થા [illegible] વાળા છતા) માત્ર આકાર રૂપે રહે છે અને

* બધડીની અંદરના (અ ઘ ક બેઘડી-૪૮ મિનિટથી પણ [illegible] ) સમય

તે જ ભવશરીરનુ જેટલુ આયુષ્ય હોય એટલું જ પૂરુ કરવા માટે જ કાયા ટકી રહી હોવાથી આયુષ્ય પૂર્ણ થાય કે તુરત જ શરીર મેળવવાની લાયકાત મટી જાય છે. અર્થાત્ અપુનર્જન્મ દશા સ્વયસિદ્ધ થાય છે....

હે નાથ !

એવી ઉત્કટભૂમિકાએ હુ કયારે પહોચીશ ?

**વિવેચન** – મોહનીય, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અતરાય એ ચાર આત્મસ્વરૂપઘાતક કર્મોના બધ છૂટી ગયા પછી વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ ચાર કર્મો બાકી રહે છે.

અહી એ પ્રશ્ન જરૂર થાય કે મૂળે કર્મ તો એકરૂપ છે, છતા જુદા જુદા કાર્ય પ્રદેશની દૃષ્ટિએ એના આઠ મુખ્ય અને બીજા એકસો–છોતેર સુધીના ગૌણભેદો યોજાય એ વાત તો સમજી શકાય તેમ છે, પણ બધાનુ સરમુખત્યાર મોહનીય કર્મ ખસ્યા પછી જેમ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અતરાય ખસી ગયા તેમ વેદનીયાદિ ચાર કેમ ન ખસ્યા? એનો ઉત્તર એ છે કે જેમ હાથ પર ચકડાવીને જોરથી બાધેલુ રાઢવુ છોડયા પછી પણ લોહી ન ભરાય ત્યા સુધી એના આકા તો જરૂર રહેવાના, તેમ મોહનીયનુ મૂળબધન ગયા પછી પણ એના આકા રહે તે સ્વાભાવિક છે પણ જેમ રાઢવુ છૂટયા પછી પીડા થતી નથી, તેમ મોહનીયનુ બધન છૂટયા પછી હવે આત્મા પીડાતો નથી એટલુ જ નહિ બલ્કે આકાનો ડાઘ પણ આખરે ભૂસાય જ છે તેમ આ બાકી રહેલા ચાર કર્મો પણ (આખરે) અવશ્ય વિલય પામે જ છે માટે જ પદ્યકાર આગળ બોલે છે કે —

"બળી સીંદરીવત આકૃતિ માત્ર જો"

એટલે કે જેમ સીંદરી બળીને રાખ થઇ ગયા પછી, જ્યાં લગી પવન ન લાગે કે કોઇ એ હલાવીને ભેળો કરી એનો આકાર ન બદલે ત્યાં લગી મૂળ આકારમાં કાયમ રહે છે તેમ આ કર્મો પણ દેહયોગ ઠીક જ નિર્મૂળ ન થાય ત્યાં લગી કાયમ રહે છે

અહીં એક બીજી શંકા થાય છે તો પછી મોહનીય બળ્યા પછી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એ પણ ત્રણ કર્મો બળી સીંદરી માફક આકારરૂપે જેમ વેદનીયાદિ ચાર કર્મો રહ્યાં તેમ શા માટે ન રહ્યાં? એનું સમાધાન પંદરમી ટૂંકનું ટિપ્પણ વાંચવાથી થઇ જશે કારણ કે એ ત્રણેનો આત્મા સાથે જેટલો સીધો સંબંધ છે તેટલો આ ચારને નથી, એટલું જ નહિ બલ્કે આ ચારેનો સંબંધ મુખ્યત્વે દેહ સાથે અને પરંપરાએ જીવ સાથે છે જેમ સીંદરી બળી ગયા પછી એ સીંદરીની રાખ કદી બંધને બાંધી શકતી નથી અને ઊલટી બીજી રીતે એકાદ નવીન દૃષ્ટિએ ઉપયોગમાં ખપ લાગે છે તેમ હવે જે વેદનીયકર્મ દુઃખસુખની લાગણી વારંવાર જન્માવતું તે જ વેદનીયકર્મ માત્ર સમભાવનું વેદન કરાવે છે અને જે નામ તથા ગોત્ર, દેહભાન તથા દેહાભિમાનને પોષવાના નિમિત્ત બનતા તે હવે આત્મભાનકારક અને પ્રભુતાદાયક બને છે જે આયુષ્યકર્મ દેહમૂર્છાવર્ધક બનતું તે જ આયુષ્યકર્મ હવે કેવળ લોકોપકારક બની રહે છે, એનું સૂચવવા માટે ગ્રંથકાર કહે છે —

" તે દેહાયુષ આધિન જેની સ્થિતિ છે "

૫ શ્રી ૮ દેહરૂપી આ છેલ્લુ વસ્ત્ર પૂરું થાય ત્યાં લગી

જ એ ચારે કર્મ રહે, પછી તો કબીરજી કહે છે તેમ "જ્યો કી ત્યા ધરદીની–ચદરિયા" એમ સ્થિતિ પૂરી થઇ જાય છે, અને છુટી જાય છે આ જ સ્થિતિને યોગીશ્વર આનદઘન ઘણા સુદર શબ્દોમા અને સ્પષ્ટ રીતે રજુ કરે છે —

"પૂનમ શશી સમ ચેતન જાણિયે, ચંદ્રાતપ સમ ભાણ,
બાદલભર જિમ દલથિતિ અણિયે પ્રકૃતિ અનાવૃત જાણ"

(પદાંક પદ ૨)

અગાઉ કહ્યુ તેમ ચેતન તો ત્યા પૂર્ણેન્દુ જેવો પ્રકાશી રહ્યો હોય છે અને એના શીળા વિજ્ઞાનમય કિરણો ફેંકી રહ્યો હોય છે

**"દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત"**

(શ્રીમદ્‌ની પ્રગટ પુસ્તીકામાથી આ૦ ૧૪૨)

**"દેહ છતાંય વિદેહની, અદ્‌ભૂત ભૂમિકાને આંકરે"** +

(સાધના પોથીમાથી)

એવી દશા હોઇને ત્યા જે કઇ ક્રિયા થાય છે, તે ક્રિયા અનાસકતભાવે થાય છે, એટલે જેમ માટીનો લોદો ભીતને અફાળવાથી ન ચોંટતા પાછો પડે છે, તેમ તેવુ કર્મ જીવને ચોટયા વગર જ ખરી પડે છે–એ કર્મ પુદ્‌ગલ પ્રદેશોની સ્થિતિ,

---

* બ્રાહ્મણગ્રથોનુ સર્વોત્તમ અને લોકપ્રસિદ્ધ સચેતન ચિત્ર—જનકવિદેહીની—સાથે સરખાવો

– આ ક્રિયાને ઐર્યાપથિકી ક્રિયા કહેવામા આવે છે ઐર્યાપથિકી ક્રિયાથી જન્મેલુ કર્મ, એક ક્ષણે લાગે છે, બીજી ક્ષણ ટકે છે કે તુરત ત્રીજી ક્ષણે છૂટી પડે છે.

ભરેલા વાદળ જેવી એટલે કે તુરત ખરી પડે તેવી હોઈને એ દ્વારા આત્માને કાયમી આવરણ ઊભુ થતુ નથી.

ચારિત્ર પણ યથાખ્યાત હોય છે +એટલે કે દ્રવ્યક્ષેત્ર પ્રતિબંધ વિણ, વિચારે ઉદયપ્રયોગ" જે ભાવનો ઉદય તે જ પ્રમાણે કષાય ક્ષેત્ર કે કાળના પ્રતિબંધ વગર એ મસ્ત દશામા વિચરે છે એટલે એના એક જ અમીભર્યા દૃષ્ટિપાતમા જગત નિહાલ થઈ જાય છે. એના એકજ અવાજ દ્વારા અજબ ચિંતન રેડાય છે

---

+ ચારિત્ર એટલે આત્મરમણતા. સાચા જ્ઞાનના ચમકાર પછી એનો આરંભ ગણાય છે ભૂમિકાભેદે અને પાંચ વર્ગમાં વહેંચી નાખવામા આવ્યુ છે

(૧) સામાયિક ચારિત્ર–દેશવિરતિ નામના પાંચમા અને છઠ્ઠા ગુણસ્થાનકમા

(૨) છેદોપ સ્થાનીય ચારિત્ર–સ્ખલન થાય કે તુરત મૂળથી શુદ્ધિ કરીને ફરી ચારિત્ર સ્થાપવાની તાલાવેલીવાળુ ચારિત્ર.

(૩) પરિહાર વિશુદ્ધ ચારિત્ર—તપવિશિષ્ટપરિહારવિશુદ્ધ સારાંશ કે તપની ભઠ્ઠીમા વૃત્તિઓને બાળીને વિશુદ્ધ કરવાની ક્રિયાથી યુક્ત ચારિત્ર. આ ત્રણે ચારિત્રો પાંચમાથી નવમા ગુણસ્થાનક પય ન હોય છે

(૪) સૂક્ષ્મસંપરાય –આ ચારિત્ર માત્ર દશમા ગુણસ્થાનકે હોય છે અને પછી–

(૫) યથાખ્યાત ચારિત્ર–ઠેઠ તેરમા ગુણસ્થાનક પર્યંત હોય છે

આ તેરમા ગુણસ્થાનકમા રહેલા પરમ પુરુષોમા સામાન્ય અને વિશેષ એ બે કોટી હોય છે તીર્થંકરોને વિશેષ કોટીના ગણીશુ× અને એ સિવાયના પુરુષોને સામાન્ય કોટીના કહીશુ

તીર્થંકરો વિશેષકોટિના એકલા માટે કે તેઓ પોતે એકલા ઊડતા નથી પોતાની પાખમા આખા જગતને લઈને ઊડે છે "વિશ્વમુક્તિમા આત્મમુક્તિ" એ એમની જીવનચર્યાનો મુદ્રાલેખ હોય છે થભી ગયેલા કે વિકૃત થયેલા પ્રગતિવ્હેનને તેઓ સાચો અને નક્કર વેગ આપે છે, ધર્મના પાયાથી માડીને નિર્ભેળશુદ્ધિ કરે છે અને અધર્મના જોરને નબળુ પાડે છે સૂક્ષ્મ-શકિતઓની પ્રબળતાથી રાક્ષસી–પશુબળોને હફાવી જગત સમક્ષ ચમત્કારી આદર્શ ખડો કરે છે એમના શુભ નિમિત્તે કૈક શ્રેયાર્થીઓના કલ્યાણકર–પ્રગટપ્રત્યક્ષરૂપે–મોક્ષમાર્ગનુ ઉદ્ઘાટન થાય છે તેઓ જીવન–વિકાસનો વ્યવસ્થિતક્રમ અને એ માર્ગે જવાના સાધનો બતાવે છે પ્રત્યેક ક્ષેત્રમા લોકોત્તર ક્રાન્તિ કરે છે એટલુ જ નહિ બલ્કે પોતાની પાછળ વારસામા પણ ચેતનવતી તાલીમબદ્ધ સિદ્ધિસઘની સેના અને નર્યા અનુભવનુ સાહિત્યધન મૂકી જાય છે*

---

× જૈનઆગમોમા સૌથી પહેલુ નમન "નમો અરિહતાણ તિત્થયરાણ" એમને ઉદ્દેશીને કરવામા આવે છે સિદ્ધ પદ એના કરતા આધ્યાત્મિક દૃષ્ટિએ ઉચ્ચકોટિનુ હોવા છતા, એનુ સ્થાન બીજું અને આનુ પહેલુ છે, કારણુ એ છે કે અરિહતપદને પહેલુ સ્થાન આપી જૈનદર્શન એમ બતાવે છે કે —"આત્મોદ્ધાર અને વિશ્વોદ્ધાર"નો સહચાર જે જીવનમા છે તે જીવન પરમ-પૂર્ણ છે

* પણ આવા પુરુષો "મહાસાગરના મોતી" જેવા

આવા વિશ્વવંદ્ય પુરુષોના આયુષ્ય પણ દીર્ઘ હોય છે એને દેહબંધારણ+ પણ દૃઢ અને પ્રમાણસર હોય છે

આ સિવાયના આ ભૂમિકામાં રહેલા સામાન્ય કોટીના તીર્થંકરેતર× પુરુષો પણ અવ્યક્ત રીતે જગદુપકારક તો છે જ કારણ કે તેઓ પણ પોતાના અમૃતઆંદોલનો દ્વારા આ સંસારના દાહક વાયુમાં શાન્તિનો સંચાર અને ચારિત્ર્યની સુવાસ ભરીને ખળભળતા જગતને તાજગી આપ્યા કરે છે પણ આવા પુરુષ

---

વિરલ જ પાકે છે જૈનઆગમો બોલે છે કે છ આરા જેવા નિરવધિકાળમાં માત્ર ચોવીશ તીર્થંકરો જ પાકે છે અને અનંત ભવના ભગીરથપરિશ્રમ અને અપારશ્રદ્ધાના બળે કરીને આ પદ તેઓ સાધી શકે છે તીર્થંકર નામકર્મ નક્કી થવા

પુરુષો તરફથી મળતી સામગ્રી સક્રિય સર્વવ્યાપક સ્વરૂપ નથી પામી શકતી

આ બન્ને પ્રકારના પુરુષોને—

**" આયુષ્ય પૂર્ણે મટિયે ઐહિકપાત્ર જો "**

તેરમા ગુણસ્થાને પોતાનું આયુષ્ય પૂરુ થયા પછી ફરી જન્મવાનુ રહેતુ નથી તેઓ અપુનર્ભવદશા પામી જાય છે —

" જે જે કારણ બધના, તેહ બધનો પથ,

તે કારણ છેદક દશા, મોક્ષ પથ ભવ અત " એ ૯૯ ગીતાના શબ્દોમા કહીએ તો —

मामुपेत्य पुनर्जन्म, दुःखालयमशाश्वतम् ।
नाऽऽप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥

(ગીતા ૮–૧૫)

**ભાવાર્થ** :—" પરમાત્મપદને પામેલા એ ને વિનશ્વર અને દુ ખપૂર્ણ એવા સસાર સબધી ચક્રમા જોડાવુ પડતુ નથી

હે પ્રભુ ! આવો અવસર ાવે—?



## ઉપસંહ

દેહ જેમ મળમૂત્રનુ ભાજન છે ા -
ભાજન છે જેમ હાડ, માસ તથા રુધિ ચામ

આવા વિશ્વવંદ્ય પુરુષોનાં આયુષ્ય પણ દીર્ઘ હોય છે અને દેહબંધારણ+ પણ દૃઢ અને પ્રમાણસર હોય છે.

આ સિવાયના આ ભૂમિકામાં રહેલા સામાન્ય કોટીના તીર્થંકરેતર× પુરુષો પણ અવ્યક્ત રીતે જગદુપકારક તો છે જ કારણ કે તેઓ પણ પોતાના અમૃતઆંદોલનો દ્વારા સંસારના દાહક વાયુમાં શાન્તિનો સંચાર અને પવિત્રતાની સુવાસ ભરીને બળબળતા જગતને તાજગી આપ્યા કરે છે. પણ આવા શુભ

---

વિરલ જ પાકે છે. જૈનઆગમો બોલે છે કે છ આરા જેવા નિરવધિકાળમાં માત્ર 'ચોવીશ તીર્થંકરો' જ પાકે છે અને અનંત ભવના ભગીરથપરિશ્રમ અને અપારશ્રદ્ધાના બળે કરીને આ પદ તેઓ પામી શકે છે. તીર્થંકર નામકર્મ નાબૂદ થયા પછી પણ શુભાશુભ કર્મના ભોગોપભોગ માટે નરક કે સ્વર્ગ ગતિમાં લાંબાકાળ સુધી રહીને એમને પોતાનાં સાચા જ્ઞાનની અને સમતાની કસોટી આપવી પડે છે. એવી અનેક પરીક્ષાઓ પછી જ તે લોકનાથ "વિશ્વપતિ" એવી અત્યુત્તમ પદવીઓને મેળવવા માનવજીવનમાં આવી કરી ક્રમપૂર્વક પોતાની જીવન ચર્યાથી જાતે ચઢી બીજાને ઊંચે ચઢાવે છે. તીર્થંકરનામકર્મ–બંધારણના મૂળમાં બે અંગ સંલગ્ન હોય છે, તો જ તે બંધાય છે (૧) વિશ્વવાત્સલ્ય અને (૨) સર્વધર્મસમન્વય.

+ જૈનશાસ્ત્રોમાં "વજ્રઋષભનારાચસંઘયણ" નામ આપી સુંદર અને બળવાન શરીરબાંધો સૂચવ્યો છે અને "સંસ્થાન" શબ્દથી આકાર સૂચવ્યો છે.

× આ સામાન્ય કેવલી તરીકે જૈનઆગમોમાં એમને ઉલ્લેખ્યા છે

પુરુષો તરફથી મળતી સામગ્રી સક્રિય સર્વવ્યાપક સ્વરૂપ નથી પામી શકતી

આ બન્ને પ્રકારના પુરુષોને—

" . આયુષ્ય પૂર્ણે મટિયે ઐહિકપાત્ર જો "

તેરમા ગુણસ્થાને પોતાનુ આયુષ્ય પૂરુ થયા પછી ફરી જન્મવાનુ રહેતુ નથી તેઓ અપુનર્ભવદશા પામી જાય છે —

" જે જે કારણુ બધના, તેહ બધનો પથ,

તે કારણુ છેદક દશા, મોક્ષ પથ ભવ અત " અ ૯૯ ગીતાના શબ્દોમા કહીએ તો —

मामुपेत्य पुनर्जन्म, दुःखालयमशाश्वतम् ।
नाऽऽप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥

(ગીતા ૮–૧૫)

**ભાવાર્થ** :—" પરમાત્મપદને પામેલા એ મહાજનોને વિનશ્વર અને દુખપૂર્ણ એવા સસાર સબધી જન્મમરણના ચક્રમા જોડાવુ પડતુ નથી

હે પ્રભુ ! આવો અવસર કયારે આવે—?



## ઉપસંહાર .

દેહ જેમ મળમૂત્રનુ ભાજન છે, તેમ આત્માના અમીનુ પણ ભાજન છે જેમ હાડ, માસ તથા રુધિર ભરેલુ અને ચામડે મઢેલું

વિકારનું ધામ છે, એમ સંસ્કાર અને સદ્ગુણોનું પણ ધામ છે દેહને નિંદવાથી કે દેહઘાત કરવાથી દોષો ઘટતા નથી. ઊલટા વધે ખરા! દેહને છોડવાથી દેહ ન છૂટે* પણ દેહના મૂળ કારણોથી છૂટવાથી દેહ આપોઆપ છૂટે! આપોઆપ દેહ ન છૂટે ત્યાં લગી દેહની સ્વાભાવિક ક્રિયાઓ, જેવી કે વિહાર કે વિશ્રામ વાણી–ઉચ્ચાર કે મૌન આહાર કે નિ ાહાર ઇત્યાદિ થયા કરે એમાં કશું બાધક નથી,+

---

* આપઘાત કરનાર કે શત્રુ માની પરને હણનાર કિંવા શોખ કે સ્વાર્થ ખાતર બીજાને સંહારનાર વસ્તુસ્થિતિથી છૂટી શકતો નથી વારંવાર જન્મી આખરે જે જાતનો અપરાધ કર્યો હોય કે વધ કર્યો હોય તે પૂરેપૂરો ભરપાઇ કરે ત્યારે જ એનો છૂટકો થાય! (જુઓ ઉત્તરાધ્યયન સૂત્ર ૩૬ મું પૃષ્ટ ૩૬૪)

+ દિગંબર આમ્નાયમાં એક એવી પરંપરા પણ પ્રચલિત છે કે "કેવળ" થયા પછી કોળીએ લેવાતો આહાર અને બીજી હાજતો છૂટી જાય છે વાણીમાં પણ "ૐ" પ્રણવમંત્ર સિવાય બીજો કશો ઉચ્ચાર હોતો નથી. આ કથન જે આચાર્યોના પ્રમાણ ટાંકી પુરવાર કરવામાં આવે છે તે આચાર્યો જે અપેક્ષાએ એવું વદ્યા છે તે દૃષ્ટિએ એ કથન સમજવામાં આવે ત્યારે–એટલે કે શ્વેતાંબર અને દિગંબર સંસ્કૃતિના મૂળ પાયા તરફ દૃષ્ટિ રાખવામાં આવે ત્યારે–બન્નેની યથાર્થતા જળવાઇ રહે છે દિગંબરસંસ્કૃતિની દૃષ્ટિએ ક્રિયા માત્ર વિભાવ છે પછી એ શુભ હો અશુભ હો કે શુદ્ધ હો! જ્ઞાન એક જ સ્વભાવ છે શ્વેતાંબર-સંસ્કૃતિની દૃષ્ટિએ જ્ઞાનનું ફળ જ ક્રિયા છે એટલે ક્રિયાવિહીણું જ્ઞાન, પોપટિયું જ્ઞાન છે આ રીતે એ બન્ને સાથ પરસ્પર

કારણ કે ક્રિયા કરવા છતાં આત્માની રસવૃત્તિ આત્મામાં છે, પુદ્ગલમા નહિ ! એટલે જ આખરે કર્મ ખરે છે અને દૈહિક-પાત્રતા મટે છે



## ઉપોદ્ઘાત

પરગામ જતા પ્રીતિપાત્ર જનો પાસે વિદાય લેતી વેળાની સ્થિતિ અને પરલોક જતી વેળા લેવાતી વિદાયની સ્થિતિ વચ્ચે જેમ અતર હોય છે, તેમ આત્મહંસલો પોતાની કાયાને પરલોક જતી વેળા છોડે છે તે કરતા પરમધામ જતી વેળા છોડે છે તે વેળાની સ્થિતિ તદ્દન નિરાળી હોય તે ગળે ઉતરે તેવી વાત તો છે જ, પણ એ નિરાળાપણુ કેવા પ્રકારનુ હોય છે, અને શાથી હોય છે ? તે જાણવાની આકાક્ષા તો જરૂર રહે એ આકાક્ષા પૂરી કરવા માટે હવે પદ્યકાર પડદો ખોલે છે —

**મન, વચન, કાયા ને કર્મની વર્ગણા,**<br>**છૂટે જહાં સકળ પુદ્ગળ સંબંધ જો;**<br>**એવું અયોગી ગુણસ્થાનક જ્યાં વર્તતુ,**<br>**મહાભાગ્ય સુખદાયકપૂર્ણ અબંધ જો. (૧૭) અપૂર્વ**

---

વિરોધી દેખાય છે ખરા, પણ ખરી રીતે તો એ બન્ને જે એકેક બાજુ તરફ વધુ ઢળે છે તે બન્ને બાજુનો સમન્વય થતા એક નદીના બે પ્રવાહરૂપ થોડે જ દૂર જતા બરાબર મળી રહે છે ગ્નાન અને ક્રિયા બન્ને ગુપ્ત કે પ્રગટ એક યા બીજા સ્વરૂપે નિરંતર રહે છે જ્યા સ્વરૂપગ્નાન છે, ત્યા સ્વરૂપરમણુતારૂપ ચારિત્ર પણ છે જ.

અર્થ —મન, વચન, કાયા અને કર્મની નાનીમોટી તમામ સજાતીય સામગ્રી છૂટી થઇ જવાથી પુદ્ગલ મિત્રોનો સંગવાડ બંધ થઇ જાય છે એટલે કે જડ અને ચેતન બન્ને પોતપોતાના અસલ સ્વરૂપમા આવી જાય છે એવું સાવ સ્વતત્ર, કલ્યાણકર અને સહજ સુખદાતા અયોગી–જડચેતનના જોડાણ વગરનું–ગુણસ્થાન મેળવવાનો અધિકારી હુ કયારે બનુ ?

વિવેચન — તેરમા ગુણસ્થાનમા રહેલા સયોગી+ સામાન્ય કેવલી કે સયોગી તીર્થ કર કેવલીના આયુષ્યને પૂરૂ થવાને માત્ર અતમુહૂર્ત કાળ+ બાકી ( બે ઘડીથી પણ ઓછીવાર બાકી ) રહે છે× ત્યારે એ પુરુષનો ઉપયોગ શુકલ ધ્યાનના ત્રીજા પાયા પર કેન્દ્રિત થાય છે

---

+ યોગ એટલે મન વચન અને કાયાનો વ્યાપાર. એ જ્યા લગી હોય ત્યા લગી સયોગીદશા ગણાય.

+ શ્રીમદ્નો એવોય અભિપ્રાય છે કે "અતર્મુહૂર્ત એટલે કે આઠ સમયથી વધુ અને બે ઘડીથી ઓછો કાળ.

× એ નિયમ તો દેહધારી માત્રને લાગુ પડે છે કે જ્યારે આયુષ્ય છૂટવાને અતર્મુહૂતની વાર રહે છે ત્યારે જે ગતિ અને જે યોનિમા જવાનું હોય ત ગતિ તથા તે યોનિને યોગ્ય એના કમ જથ્થો ગોઠવાઇ જાય છે આ ગોઠવણી એટલે પૂર્વ ભવના અને આ ભવના કર્મોનુ સરવૈયુ જૈનપરિભાષામા આને લેશ્યા તરીકે ઓળખવામા આવે છે એ કમ જથ્થો જ એવા જીવને પરલોકમા પોતાની સજાતીય ગતિ અને યોનિમાં ખેચી જાય છે

પ્રથમ તો ત્યાં એ કેવલિ સમુદ્ઘાત= કરે છે અર્થાત્ કે

---

= સમુદ્ઘાત–સમ્+ઉદ્ઘાત, એટલે પરસ્પર એકમેકરૂપે–ઉઘાડ, એ એનો ટૂંકો અર્થ છે એ પરથી વિશેષાર્થ એ નીકળે છે કે જીવ જ્યારે પોતાના સર્વ પ્રદેશોનો વિસ્તાર કરી એકી સાથે પ્રબળપણે અમુક પ્રકારના કર્મ પુદ્ગલોને એકીવારક, ઉદીરણા નામના કરણ વડે આકર્ષી–ભોગવીને ઝાટકી નાખવાની ક્રિયા કરે છે, ત્યારે તેને સમુદ્ઘાત તરીકે ઓળખવામા આવે છે આયુષ્ય સિવાયના ત્રણે અઘાતિ ( વેદનીય, નામ, ગોત્ર ) કર્મથી કેવલિ સમુદ્ઘાત થાય છે અને કામ પતી ગયા પછી તે જ કર્મપુદ્ગલોને વિખૂટા પાડી દે છે

સમુદ્ઘાત વખતે જીવ પણ સમુદ્ઘાત રૂપે હોય છે, કારણ કે તે વખતે એનુ જ્ઞાન અને એ દશા બન્ને પરસ્પર ઓતપ્રોત હોય છે ( અહી એટલુ યાદ રાખવું કે કેવલિસમુદ્ઘાત સિવાયની બીજી છ સમુદ્ઘાતોમા આઠ રુચક પ્રદેશો ઓતપ્રોત હોતા નથી ) આવું ઓતપ્રોતપણુ વધુમા વધુ અસખ્યાત સમયરૂપ–અ તર્મુહૂર્ત કાળ લગી ટકી શકે છે તે દરમ્યાન કર્મ ખરી જાય છે અને પછી એ જીવ પોતાના વિસ્તરેલા પ્રદેશો પુન સકોચી લઇ વળી ચાલુ સ્થિતિમા આવી જાય છે જીવના પ્રદેશો અસખ્યાત જ છે, પણ આ અપેક્ષાએ એમનો વિસ્તાર કરી આખા લોકને ખૂંદી વળે છે સમુદ્ઘાતના પ્રકાર સાત છે (૧) વેદના સમુદ્ઘાત (૨) કષાય સમુદ્ઘાત (૩) મારણાતિક સમુદ્ઘાત (૪) વૈ ય સમુદ્ઘાત (૫) તૈજસ્ સમુદ્ઘાત (૬) આહારક સમુદ્ઘાત (૭) કેવલિસમુદ્ઘાત આ સાતે સમુદ્ઘાતોનુ વિવરણ આપવાની ઇચ્છાને

પોતાના અનન્તમાત પ્રદેશX રૂપ આત્મકિરણોની ઝળહળતી જ્યોતિને "સર્ચલાઇટ"ના રૂપમાં ફેલાવીને આખા જગતને સ્પર્શી લે છે આખા જગતને સ્પર્શવાનું કારણ તો અત્રાઉ કહેવાઈ ગયુ છે કે જે એણે કર્મની મૂઠી વાળી હતી તે જગતની

---

પ્રથગૌરવને ભયે શેકી છે—જાણવા ઇચ્છનાર "પન્નવણા" સૂત્રનુ ૩૬ મુ પદ અને એની ટીકા જુઓ. અથવા શ્રી ભગવતી બીજા શતકના બીજા ઉદ્દેશકની વિશાળ નોધ જુઓ. આ લખાણ પણ ત્યાથી જ લીધુ છે

× કર્મ એટલે આત્માની સાથે સબધિતપુદ્ગલો આ પુદ્ગલો તો એવા સૂક્ષ્મ છે કે એમના પરમાણુઓના અનત સમુદાયો એટલે કે સ્કધો) હોવા છતા ચક્ષુગમ્ય થઈ શકતા નથી, એટલુ જ નહિ બલ્કે કાર્મણશરીરરૂપે તે સસારી જીવ માત્ર સાથે સદા અને સર્વ સ્થિતિમા (આઠ રુચક પ્રદેશો–સિવાય) જોડાયેલાં જ છે જેમ કર્મના અણુઓ છે તેમ આત્માને પણ પ્રદેશો (અણુઓને બદલે પ્રદેશ શબ્દ એટલા માટે કે અણુઓ દ્રવ્યથી છૂટા પડે છે પ્રદેશો છૂટા પડતા જ નથી પડતા દેખાય ત્યાં પણ દ્રવ્ય સાથેના સબધ તો અમ હોય) છે તેમ આત્માના અમૂર્ત છે અને તેથી એ પ્રદેશોના એક વિશિષ્ટતા છે તે એ કે જેમ જડ અણુઓ વીખરાઈ જઈ તદ્દન જુદા પડે છે તેમ આત્માના પ્રદેશો છૂટા પડતા જ નથી જેમ એ પ્રદેશોનો આત્મા સાથેનો સબધ અપૃથક અનન્ય છે તેમ તેઓના સકોચશક્તિને પ્રભાવે તે નાનામા નાની કાયાના શરીરમા પણ સમાઈ શકે છે અને વિકાસશક્તિને પ્રભાવે અખિલ વિશ્વમા પણ વ્યાપી શકે છે

હતી, માટે ફરી એને ચરણે ધરવી જ જોઇએ જીવ પાસે રહેલા કર્મોમા કોઈ ભાગ એવો નથી કે જેણે એક પણ ગતિ, એક પણ યોનિ કે એક પણ પરમાણુને સબંધ બાંધ્યા વિના છૂટો રાખ્યો! × અને જો આ ગામતરુ થોડા કાળ માટેનુ હોય તો તો લેણુ દેવું બાકી રહે તોય ચાલે પણ આ તો છે કાયમનુ. માટે જ કહે છે કે –

**"મન વચન કાયા કર્મની ને વર્ગણા.'**

પહેલા તો વેદનીય, નામ અને ગોત્ર એ ત્રણે કર્મની પાખોને પહોળી કરી પુદ્ગલ– માત્રને અડકીને બાદર (સ્થૂળ)

---

અહીં શાસ્ત્રકારોએ "દીવા" નુ સ્થૂળ દૃષ્ટાત આપ્યુ છે (જો કે આ દૃષ્ટાત સાગોપાગ ઘટી શકે નહિ કારણ કે દીવાનો પ્રકાશ તો રૂપી છે, જ્યારે આત્મપ્રકાશ અરૂપી છે પરતુ આ દૃષ્ટાતનો એકાદ અશ પણ બુદ્ધિસમાધાન માટે શ્રદ્ધાળુ તર્કવાનને પર્યાપ્ત થશે તેમ ધારીને લઇએ છીએ) જેમ એક દીવો બળતો હોય ત્યારે એનો પ્રકાશ આખા ઓરડાને અજવાળતો હોય, પરતુ એના ઉપર ભાજન ઢાકવામા આવે તો એ જ પ્રકાશ એટલા સ્થાનમા (ભાજનની નીચેના ભાગમા) જ વ્યાપે છે તેમ આત્માના પ્રદેશો શરીરની જાડાઇ, લબાઈ, પહોળાઈ પ્રમાણે વ્યાપે છે અને એ જ અપેક્ષાએ આખા લોકોને વ્યાપી શકે છે.

× જુઓ શ્રી શુભચદ્રાચાર્યકૃત જ્ઞાનાવર્ણવનુ ભાવના પ્રકરણ.

– પુદ્ગલ એટલે રૂપ, રસ, ગધ અને સ્પર્શયુકત દ્રવ્ય કે જેનુ સ્વરૂપ અગાઉ વિવેચનમા અપાઇ ગયુ છે, એના ચાર ભેદ છે (૧) સ્કધ (૨) દેશ (૩) પ્રદેશ અને (૪) પરમાણુ

૧ જુઓ ઉ ૩૬–૧૦

યોગોને એકદમ ક્રમપૂર્વક સૂક્ષ્મ બનાવી નાખે છે અને મનોયોગ તથા વચનયોગ પર વિજય મેળવે છે તેમજ સૂક્ષ્મ કાયયોગ પર સ્થિર થાય છે આ સૂક્ષ્મક્રિયાપ્રતિપાતિ" નામના શુક્લ ધ્યાનના ત્રીજા પાયાના બીજી એક વિશેષતા એ છે કે, સામાન્ય રીતે ધ્યાતા અને ધ્યાન એ પૃથક્ પૃથક્ હોય છે પણ અહીં ધ્યાતા અને ધ્યાન ઉભય એકરૂપ બને છે

એ રીતે આખરે કાયા અને કર્મનો સમુદાય માત્ર છૂટે છ અને કમ છૂટ્યા એટલે પુદ્ગલ સબધ સહેજે છૂટ્યો જ સમજવો કારણ કે કમ પુદ્ગલોની નિસ્બત આત્મા સાથે હતી, અથી જ પુદ્ગલોનું ખેચાણ હતુ એ ખેચાણ હવે ગયુ એટલે અ યોગ" રૂપાઇ જાય છે ત્યારે એ ચૌદમા અયોગી ગુણસ્થાનકમા આત્મા—

'મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબધ જો"

—બન છ અર્થાત કે સપૂર્ણ રીતે સ્વાધીન બને છે, નિબ ધ બન છ

—અહા નીરોગી પ્રભુ !

અવો અપૂર્વ અવસર ક્યારે આવશે...!



ઉપસંહાર

અક ત્ર, ત્રણ અમ ( રીત ન પાના ક્રમ છે તે રીતે ડાપાના ૨૨ ૨૨ એ ૫૬ નવ ક્રમ છ વિકાસશ્રીની

પગથિયા ચડવાં એટલે પતનની સીડીના પગથિયાં ઉતરવા એમ હોઇને પ્રથમ મન, પછી વચન, પછી કાયા અને કર્મના લોચો એમ ક્રમે ક્રમે× ચાર, ત્રણ, બે, એક એમ સંસારની સીડીથી ઉતરાઈ ગયુ એટલે જડસંગ માત્ર છુટી ગયો આત્મસ્વતંત્રતાની વિજય-પતાકા ફરકવા લાગી અને એ મેરુ પર્વતની ટોચ સુધી આવેલા આત્મા એ–

"મેરુ ગિરિશૃંગ રંગીલુ, ફરકતુ પેલુ પતાકરે"+

.વાળુ દ્રશ્ય નિહાળ્યુ

---

× પુનર્જન્મ વખતે પણ આ જ ક્રમ હોય છે અતિ વિકાસવાળા દેહધરીને જ મન મળે છે, એથી ઓછા વિકાસવાળા પ્રાણીને વચન મળે છે, એથી ઓછાવાળાને તો માત્ર કાયા જ મળે છે અને તે કાયા કર્મવર્ગણાને લઇને મળે છે કર્મવર્ગણાનો સંબંધ જેમ જીવ પ્રદેશ સાથે છે તેમ પુદ્‍ગલ સાથે પણ છે. તેથી જ સંસારરેંટ ચાલે છે, ભરાય છે અને ઠલવાઈને વળી ભરાય છે એમ જ્યા લગી જીવખેડૂત રાગમય હોય ત્યા લગી ચાલ્યા કરે છે એવો રાગ છૂટવો એ એક એક રજકણ લઇને મેરૂ ઉભો કરવા કરતા પણ મુસીબતનુ કાર્ય છે, માટે જ કબીર થાકીને કહે છે કે —

"મન મરે, માયા મરે, મર મર ગયે શરીર,  
આશા તૃષ્ણા ના મરે, કહે ગયે દાસ કબીર"

+ સાધના પુસ્તકમાથી



### ઉપોદ્ઘાત :



કર્મથી જ જન્મમરણ છે એટલે કર્મ છૂટયા પછી એ છૂટી જાય એ વાત તો ચક્ષુગમ્ય ન હોય તો ય તર્કગમ્ય તો છે જ પણ કર્મનો અને આત્માનો સબંધ થયા પછી અને કર્મ તથા આત્મા "ગ્રહણાતાદિ" ક્રિયામા ઓતપ્રોત થવાના કારણો મળ્યા પછી આત્મા અને કર્મ બન્ને કાયમ માટે કેમ છૂટી શકે એ પ્રશ્ન રહે જ પરન્તુ જૈનાચાર્યોએ એનું સમાધાન કરી જ નાખ્યુ છે કે કોઇપણ સયોગોમા આત્મા ગમે તેટલો જડમા ઓતપ્રોત બને તોય એના આઠ રુચક પ્રદેશો તો સદાય નિર્બધ રહે જ છે (x) કારણ કે —

જડ ચેતનનો ભિન્ન છે કેવળ પ્રગટ સ્વભાવ;
એકપણુ પામે નહિ ત્રણે કાળ દ્વય ભાવ. આ. ૫૭

એ આઠ રુચક પ્રદેશની નિબધતા જ આત્માને પોતાના સ્વતત્રરાજ્યને માગે ઊડવાની પ્રેરણા—ભલે ક્વચિત જ સાભળે અથવા ન સાભળે તોય—આપ્યા જ કરે છે બીજી ગમે તેટલી વ્યકિતગત સામાજિક આર્થિક રાજકીય સ્વતત્રતા આપવામા આવે તોય "આ નહિ—આ નહિ આ પર્યાપ્ત નથી— આ પર્યાપ્ત નથી—આ પર્યાપ્ત નથી એ ભૂખ તો રહે છે જ

---

(x) મૂળ સૂત્રોમા આવો સ્પષ્ટ ઉલ્લેખ મારી જાણમાં નથી પણ ટીકાકારોના અભિપ્રાયો અને ગુરુ ર મુખે સાંભળેલી વાત પરથી વિચારી એ મૂળસૂત્રોને વફાદાર લાગવાથી લીધેલ છે

એ એની આત્મમુકિતની ઝખનાની અમર પ્રતીતિ છે કેવળ સિવાયની કોઇ પણ સમુદ્‌ઘાત વખતે પણ એ રુચક પ્રદેશો બધાતા જ નથી અને કેવળ સમુદ્‌ઘાત વખતે તો આત્માના સર્વ પ્રદેશો ખુલ્લા હોવાથી કર્મને કાયમને માટે નોખાં કરી નાખે છે એટલે ફરી બધાવાનુ રહેતુ જ નથી એ વાતને હવે પદ્યકાર ચોખ્ખી કરતા કહે છે કે –

**એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા,**
**પૂર્ણ, કલકરહિત અડોલ સ્વરૂપ જો:**
**શુદ્ધ નિરજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,**
**અગુરુલઘુ અમૂર્ત સહજ પદ રૂપ જો (૧૫) અપૂર્વ.**

**અર્થ** :-(હવે તો) પુદ્‌ગલના એક પણ પરમાણુનુ આભડવું નથી રહ્યુ એટલે કશીય મેળવણી કે ડાઘ વગરનુ સપૂર્ણ સ્વરૂપ થઇ ગયુ છે, આથી આત્મા, પરમ વિશુદ્ધ, નિરજન, ચૈતન્યમૂર્તિ, અજોડ, અગુરુલઘુ, અમૂર્ત એવા પોતાના સહજ પદપર અચળ સ્થિરતા પામે છે

અહો ત્રિલોકેશ! એવી અતિમ પળો કયારે આવશે?

**વિવેચન :** કેવળ સમુદ્‌ઘાત દ્વારા વેદનીયાદિ ત્રણ કર્મોને ખખેરી લીધા પછી યોગોને રૂધી નાખ્યા, ત્યા લગી કહેવાઇ ગયુ હવે આયુષ્ય છુટવાની અતિમ ક્ષણોએ શ્વાસોચ્છવાસની ક્રિયા પણ બધ પડી ગઇ, એટલે આત્માથી અન્ય એકપણ વસ્તુ ન રહી, અર્થાત્ કે –

**"એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા"**

અને એ તો દેખીતુ જ છે, કે વિજાતીય એનુ પૌદ્-

અવિકલ્પ, પોતાના સજાતીય ભાઈબંધ કર્મ વિના ક્ષણવાર પણ ટકે જ કયાં ? આમ થવાથી આત્મા સાવ એકલો થઈ ગયો. પોતાના આત્મત્વની પરાકાષ્ઠા સાધી લીધી. પદાર્થ માત્રના વિયોગ-સંયોગમાં એ એક વૈજ્ઞાનિક નિયમ છે કે જ્યારે એ યોગ સાધે ત્યારે એ સધાતી વખતે ગાઢ ક્ષણ પર્યંત નિશ્ચલ રહે છે તે જ રીતે યોગથી વિખૂટો પડે ત્યારે પણ ગાઢ ક્ષણ પર્યંત અચલ—એકાગ્ર—સહેજે થઈ જાય છે એ એકાગ્રતાની ગાઢ ક્ષણ જે સંવેદન કરાવે છે તે વિશ્વજગતની ઉપમા મળી શકતી નથી. એ જ નિયમ પ્રમાણે આત્મા અહીં પાંચ હ્રસ્વ (अ, इ, उ, ऋ, ऌ) સ્વર ઉચ્ચારણકાળ પર્યંત× નિષ્કંપ+ બની જાય છે સંસારના અને સિદ્ધિસ્થાન બન્નેની વચ્ચે રહેતી આ અચળ ભૂમિકા વારંવાર ચિંતવવા યોગ્ય છે—ફરી ફરી અવધારવા યોગ્ય છે અહીં શુકલધ્યાનનો ચોથો સમુચ્છિન્ન ક્રિયાનિવૃત્તિ" (૦) ભેદ હોય છે અને ત્યાં

---

× કાળપ્રમાણ દેખાડવા માટે અહીં જે પાંચ હ્રસ્વ સ્વરોચ્ચારણની ઉપમા આપી તેની પાછળ અભિતહેતુ એ છે કે એ આદિ અને મૂળ સ્વરો છે

+ આ અવસ્થાને શાસ્ત્રમાં " શૈલેશી અવસ્થા " કહી છે " શૈલ એટલે પર્વત અને ઈશ એટલે સર્વોપરી. જેમ પર્વતમાં સર્વોપરી મેરુ પર્વત ગણાય છે કે જે કોઈપણ વાયુના ઝપાટાથી કદી ડગતા નથી તેમ આત્મા પણ સંસારના કોઈપણ વાયરાથી અહીં લેશ પણ ડગતા નથી. ( જુઓ દશ. અ. ૪–૨૪ )

(૦) અર્થાત્ કરવી નિષ્ક્રિય; સકલક્રિયાપ્રતિપાતિ ધ્યાનમાં તો સૂક્ષ્મ શ્વાસોચ્છવાસની ક્રિયા હતી પણ અહીં તેય ટળી ગઈ

આત્મા સર્વાંગીપૂર્ણતા પામે છે શરત્પૂર્ણિમાનો સુધાંશુ પોતાનો ઉજળો પાલવ ઢાળી અમૃતથી નવડાવે ત્યારે દુનિયા નાતી જાય અને હૃદય નાચતુ જાય પણ તોય થોડો ડાઘ તો એ પૂર્ણેન્દુમાં રહેલો જ હોય ! એમ આત્મા તેરમા ગુણસ્થાનકમા રહીને પોતાના અતિ ઉદાર અને ઉજ્વળ સ્વરૂપથી ત્રણે ભુવનને વત્સલતામય લોચન ઝરણાથી નવડાવે તોય દેહને લઇને અલ્પ લાછન તો રહ્યુ જ હોય, પણ અહીં તો એ ટળીને—

સંપૂર્ણ નિષ્કલંક, કેવળ ચૈતન્યમૂર્તિ, નિરાકાર નિરંજન અને અગુરુલઘુ× એવા પોતાના શાશ્વત પદને બેધડક પામી જાય છે કારણ કે '—

છૂટે દેહાધ્યાસ તો, નહિ કર્તા એ કર્મ,
નહિ ભોકતા એ તેહનો, એજ ધર્મનો મર્મ

( આત્મસિદ્ધિ ૧૧૫ )

---

× જેમ જ્ઞાન, દર્શન, ચારિત્ર વીર્ય અને ઉપયોગ એ જીવના વિશિષ્ટ લક્ષણો છે, તેમ "અગુરુલઘુ" નામનો ગુણ પણ એમા છે. આત્મા ભારી, હળવો થાય છે, તે કર્મને લીધે પણ એનો મૂળ ગુણ અગુરુલઘુ છે "અગુરુલઘુ" એટલે આત્મા નથી ભારી કે હળવો વૈજ્ઞાનિકોએ આત્માનુ વજન નક્કી કર્યું છે તે આત્માનુ નહિ પણ પરભવ જતા જીવ સાથે રહેલા તૈજસ અને કાર્મણ શરીરનુ છે । આત્મા અરૂપી હોય તે મોટો પણ નથી અને નાનો પણ નથી નાનુ અને મોટુ એ વ્યવહાર (એ) પુદ્ગલાસ્તિકાયને જ લાગુ પડે છે બીજા લોકમા રહેલા

ઉપસંહાર

બાકી રહેલા વેદનીય, નામ, ગોત્ર અને છેવટે આયુષ્ય એમ ચારે કર્મો ટળ્યા એટલે આત્માને પોતાનું નિત્ય અને નિર્લેપ સ્વરૂપ સાંપડ્યું

કોઈ સંયોગોથી નહિ જેની ઉત્પત્તિ થાય,
નાશ ન તેનો કોઈમાં તેથી નિત્ય સદાય (૬૬)
સર્વ અવસ્થાને વિષે, ન્યારો સદા જણાય;
પ્રગટ રૂપ ચૈતન્ય મય, એ એંધાણે સદાય (૫૪)
ભાસ્યું નિજસ્વરૂપ તે, શુદ્ધ ચેતનારૂપ,
અજર અમર અવિનાશીને, દેહાતીત સ્વરૂપ. (૧૨)

— એટલે —

પ્રથમ દેહદષ્ટિ હતી, તેથી ભાસ્યો દેહ
હવે દષ્ટિ થઈ આત્મમાં, ગયો દેહથી નેહ.

રાજપદ પૃ ૬૨

—પછી પૂર્ણસ્વરૂપમાં એક પળ પરમાણુ આશ્રય કેમ પામે ? આ ભૂમિકામાં આત્મા કેવળ ક્રિયારહિત અડોલ બનીને—અર્થાત્ પેલા મેરૂ પર્વતના શિખર પરની ધજાને આંબીને—ધનુષમાંથી છૂટેલા તીરની જેમ પોતાના સ્વમ્ધ ધામ તરફ ઊડયો અને ગયો અને આ ગયો—કેવું એ અંતિમ ગગન દર્શન ! ! !

(આકાશાસ્તિકાય, ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય અને જીવાસ્તિકાય) દ્રવ્યો અરૂપી છે અરૂપી હોવાને લીધે જ આત્મા નિરાકાર છે, અખંડ છે નિષ્કંપ છે અને ઉપયોગને લીધે જ તે કેવળ ચૈતન્ય મૂર્તિ છે

જુઓ ભગવતી શતક ૫ ઉદ્દેશા પ્રશ્નોત્તર ૮૩ મો.

## ઉપોદ્ઘાત



તૈજસ અને કાર્મણ શરીર હોય છે, ત્યા લગી જીવને પુનર્ભવ કરવા પડે છે એ વાત આપણે જાણી, વળી એ પુન જન્મમા જીવ સાથે જોડાયેલુ એ સૂક્ષ્મશરીર જ સ્વઅનુકૂળ યોનિ, ગતિમા પરાણે જીવને ખેચી જાય છે અને "कर्मानुगो गच्छति जित्र एकः" જીવને કર્મની પાછળ પાછળ જવુ જ પડે છે, એ વાત પણ જાણી અહી એક નવીન વાત એ સમજવાની કે પુનર્ભવમા જતી વખત એ કર્મવશે કરીને જીવ એકાત સમશ્રેણીમા ભાગ્યે જ રહી શકે છે, ઘણુખરુ એની વિષમગતિ હોય છે જ્યારે વિષમશ્રેણી કરે છે ત્યારે વધુમા વધુ એની બે ક્ષણ વચ્ચે જ પસાર થાય છે અને ત્યા લગી તે નિરાહરી રહે છે,+ પણ સ્વભાવદશા પામ્યા પછી સ્વધામમા જવા તો એને માટે નિશ્ચયે, સમ શ્રેણી જ છે એટલે કે છેલ્લા ઔદારિક,× તૈજસ અને કાર્મણ

---

+ "एकं द्वौ चाऽनाहारक." જુઓ શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્ર ૨–૩૧

× ઔદારિક શરીર એટલે હાડ, માસ અને રુધિરવાળુ શરીર અગાઉ પાચ શરીરો કહેવાઇ ગયા તેમાનુ આ એક જ હાડમાસ અને રુધિરવાળુ શરીર છે. અને તે ગર્ભમા જ બધાય છે. આવું શરીર, પશુ અને મનુષ્યને હોય છે તેમા પણ મનુષ્યનુ મગજબધારણ સપૂર્ણ હોઇને મનુષ્ય જ મોક્ષાધિકારી મનાયો છે સારાશ કે મગજબધારણ પૂરેપૂરૂ હોય તો જ બધા કરણો ખીલી શકે અને બધા કરણો ખીલે તો જ આત્મશકિતનો પ્રભાવ

એ ત્રણે શરીરો પોતપોતાનો મૂળપુદ્ગલધર્મ પામ્યા પછી અને આત્મા પોતાનો મૂળ આત્મધર્મ પામ્યા પછી ગાઢ ક્ષણ લગી સ્થિર થઈ પછી ઊઠી જાય છે હવે એ ઊઠીને ક્યા જાય છે તે બતાવતા પદકાર કહે છે —

> ' પૂર્વ પ્રયોગાદિકારણના યોગથી
> ઊર્ધ્વગમન સિદ્ધાલયપ્રાપ્ત સુસ્થિત જો;
> સાદિ અનત, અનતસમાધિ સુખમા,
> અનત દર્શન, જ્ઞાન અનત સહિત જો (૧૯) અપૂર્વ

અર્થ — ( કર્મ છેક છૂટી ગયા પછી પણ તે દ્વારા આવેલા પૂર્વ વેગને લીધે ( શરીર છૂટી જાય કે તુરત ) જીવ ( પોતાના સ્વાભાવિક વલણ પ્રમાણે ) ઊર્ધ્વ જઈને સિદ્ધિસ્થાન

---

સર્વાંગે—ઝીલીને મુક્ત બનાવી શકે—મનુષ્ય થયા પછી તે સ્ત્રી હો કે પુરુષ હો, વેશે ગૃહસ્થ હો કે સન્યાસી હો, વર્ણે બ્રાહ્મણ હો કે શૂદ્ર હો, ધર્મે આર્ય હો કે આર્યેતર હો ! પણ એનામા ખરું પુરુષત્વ, ખરી સાધુતા અને સત્યલક્ષીનમ્રઆત્મ ધર્મ હોય તો તે અવશ્ય મોક્ષ પામે જ

જુઓ ગીતા અધ્યયન ૯—૩૨ તથા ૧૫—૫
" શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર અ. ૩૬—૪૯
શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્ર અ. ૧૦—૭

મૂળે તો સવ જીવ છે સિદ્ધસમ, જે સમજે તે થાય
(પણ) સદ્ગુરુઆજ્ઞા જિનદશા, નિમિત્ત કારણ માંય.
( આત્મસિદ્ધિ ૧૩૫ )

મેળવે છે અને જેને આદિ હોવા છતા અંત નથી એવા અનંત-સમાધિસુખમા અનંતજ્ઞાન તથા અનંતદર્શન સહિત જાણુ સ્થિર થાય છે

—એવો અપૂર્વ અવસર કયારે આવશે . ?

**વિવેચન** – મૂળ " પૂર્વ પ્રયોગાદિ " કહેવાનુ પ્રયોજન તો એ છે કે " પૂર્વ પ્રયોગથી, સંગના અભાવથી, બંધન તૂટવાથી અને તે પ્રકારના જીવના ગતિપરિણામથી એટલે કે એવા ચાર કારણોથી "× મુકત જીવ ઊંચે જાય છે.

કર્મ નાશ પામ્યું, પુદ્ગલસંબંધ ગયો અને કર્મનાશમા મદદ કરનાર કેટલાક ભાવોય નાશ પામ્યા= પછી એક સમયમા ત્રણ ઘટના બની – (૧) શરીરનો વિયોગ, (૨) સિદ્ધગતિ તરફ જીવનનુ પ્રયાણ અને (૩) લોકને છેડે જઇને થયેલી એની સ્થિરતા શ્રીમદ્ વદે છે —

' દેહાદિ સંયોગનો,- આત્યંતિક વિયોગ,
સિદ્ધ—મોક્ષ શાશ્વત પદે, નિજ અનંત સુખભોગ "
(આત્મસિદ્ધિ ૯૧)

---

× पूर्वप्रयोगादसङ्गत्वद्बन्धच्छेदात्तथागति परिणामाच्च तद्गतिः तत्त्वार्थधिगम सूत्र अ. १०–६

= જો કે પદ્યકારે એ વાત કહી નથી તો પણ તત્ત્વાર્થાધિગમ સૂત્રના નાયક શ્રી " ઉમાસ્વાતિ " વદે છે કે ' ઔપશમિક, ક્ષયોપશમિક, ઔદયિક અને ભવ્યત્વ " એ ભાવો પણ નષ્ટ થાય જ છે, કે જે મોક્ષ માર્ગમા સહાયક થયા હતા. જુઓ તત્ત્વાર્થ અ ૧૦–૪.

જેમ બાણુથી તીર છૂટ્યા પછી એને પૂર્વ વેગ મળે છે તેમ શરીરનો વિયોગ થયા પછી શરીરનો વેગ આત્માને મળે એ સમજી શકાય છે, પણ તોય પ્રશ્ન એ રહે છે કે વેગ મળવા છતા એ વેગથી ઊંચે જ ગમન કરે છે એનું શુ કારણ ? એનો ઉત્તર એ છે કે "ઉર્ધ્વગતિ" એ જ આત્માનો સહજ સ્વભાવ છે+ તે નીચે કે આડાઅવળો જાય છે તેનું કારણ તો કર્મની પ્રબળતા છે શાસ્ત્રકારો લેપવાળા તુબડાનું દૃષ્ટાંત આપી એમ સમજાવે છે કે જેમ જળમા તરવાનો એનો સ્વભાવ છે પણ લેપને લીધે નીચે રહે છે+ છતાં લેપ છૂટ્યો કે તુરત ઉપર જ આવી રહે છે તેમજ કર્મસંગી અને કર્મમુક્ત જીવનું સમજવું

હજુ પ્રશ્ન એ રહે છે કે પદકર્તાએ

ઉર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો."

એમ કહ્યુ તો "સિદ્ધાલય" શુ ? ક્યા ? અને આત્માની ત્યા જ સ્થિરતા શા માટે ? એથી ઉપર કે નહિ ? આનો ઉત્તર શાસ્ત્રો નીચે મુજબ વાળે છે —

સંપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત થયા પછી આત્મા જ્યા સ્થિરતા પામે છે તેને "સિદ્ધિાલય" કહેવામા આવે છે× તે સ્થાન લોકને છેડે આવેલુ છે= એથી ઉપર આત્મગતિ ન થવાનું કારણ

---

+ શ્રી ભગવતીસૂત્ર સ્કધ ૧ લો સૂત્રાંક ૨૮૭ મો.

× "સિદ્ધાનુ આલય એ "સિદ્ધાલય." આ સ્થાન માટે આ સિવાય બીજા અગિયાર પર્યાયશબ્દો આવે છે

= જૈનદૃષ્ટિએ ૨ જાતના લોક અને અલોક એવા વિભાગો છે જ્યા લગી જીવ અને અજીવ બન્ને છે ત્યા લગી લોક

એ છે કે એથી ઉપર જવા માટે ગતિમાં સહાયક થનારું "ધર્માસ્તિકાય" તત્ત્વ અલોકમા છે નહિ.–

એટલે જ મેરુગિરિની ટોચ પર જઈ વિજયધ્વજને "આણીને અબર થભવુ અતિમ એ જ વિરામરે+" ગીતા પણ એ જ ધ્વનિ ઉચ્ચારે છે કે —

"यं प्राप्य न निवर्तते, तद्‌घाण परमं मम"

(ગીતા અ ૮–૨૧)

---

કહેવાય છે પણ જ્યા અજીવ તત્ત્વમાંનુ માત્ર એક આકાશ જ હોય છે તેને અલોક કહેવાય છે (જુઓ શ્રી ઉત્ત અ ૩૬–૨) અને આ સિદ્ધાલય ઠેઠ લોકને છેડે આવ્યુ છે (એ વર્ણન માટે જુઓ ઉત્ત અ ૩૬–૫૫ થી ૬૪)

– જીવાસ્તિકાય અને પુદ્‌ગલાસ્તિકાય બન્ને ગતિશીલ છે પરતુ પદાર્થ ગતિશીલ કે સ્થિતિશીલ હોય તોય એની ગતિ કે સ્થિતિમા સહાયક તત્ત્વ હોવુ જ જોઇએ એ વૈજ્ઞાનિક નિયમને માન્ય રાખી જૈનદર્શને ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એમ બે દ્રવ્યો અનુક્રમે સ્વીકાર્યા છે, તેમાનુ પહેલુ ગતિસહાયક લક્ષણવાળુ છે અને બીજુ સ્થિતિસહાયક લક્ષણવાળુ છે આ સિવાય લોકમા પણ આકાશાસ્તિકાય નામનુ એક દ્રવ્ય છે બધાય દ્રવ્યોનુ એ ભાજન છે અને બધાને અવકાશ આપવો એ એનુ લક્ષણ છે કાળદ્રવ્યને માત્ર શ્વેતાબરઆમ્નાય માને છે અને એનુ ક્ષેત્ર માત્ર અઢી દ્વીપ છે જુઓ ઉત્ત અ ૨૮–૬ થી ૧૩)

+ "સાધના સપ્તાહ પુસ્તક" માથી જૈનસૂત્રોમાની એક સૂક્ષ્મ વિજ્ઞાનની બીના અહીં કહેવી જોઇએ કે "સિદ્ધસ્થાન"

ત્યાંથી ફરી પાછું ફરવાપણું રહેતુ જ નથી.

હવે તે સ્થાન પામ્યા પછી આત્મદશા શી હોય છે? તે બતાવવા માટે પદ્યકાર કહે છે કે —

"સાદિ અનત અનત સમાધિ સુખમા"

અહીં કેવળ પુનર્જન્મની ઘટમાળ છૂટી જાય છે એટલે આત્માની સ્વભાવવેદકતા પણ છૂટી જાય છે એમ ન સમજવું ત્યા દુખનો અભાવ હોય છે પણ સુખનો અભાવ હોતો નથી. એટલે કે દુખસુખની ક્ષણજીવી લાગણીઓથી પર એવું સહજસુખ ત્યા કાયમ રહે છે અને કે આ સુખ "સાદિ" એટલે તદ્દન નવા પ્રકારનું છે એ દૃષ્ટિએ તેની આદિ જરૂર થઈ, પણ એમ છતા અનો અત નિશ્ચયે નથી, (થી જ

અહીં એક શકા જરૂર થાય કે તો તો "જે નથી એ આ કદી નથી અને જે છે ત હમેશા છે એ અબાધિત કાનૂનને બાધા પહોંચે છે પણ આ શકા વજૂદવાળી નથી કારણ કે અહીં જે સુખનુ સાદિપણું કહ્યુ છે ત માત્ર પર્યાયાર્થિક નયની

---

પમીને પોતાનાં મૂળશરીરની ત્રિભાગ પહોળાઈના ૨/૩ જેટલા અવકાશમા એ આત્મા પોતાના પ્રદેશ સહિત રહે છે અને એ સિદ્ધ થતમ અનત જીવ હોવા છતા તેમના પ્રદેશો પરસ્પર (જેમ એક દીવાના તેજને બીજા દીવાનું તેજ બાધક થતુ નથી તેમ) બાધક થતા નથી મૂળ શરીર જેટલી જગ્યા રોકે તેનો ૨/૩ ભાગ કહેવાનું કારણ એ કે શરીરના ૧/૩ ભાગ (મુખ, કાન વગેરે) પોલાણવાળો છે (જુઓ ઉ ૨૯—૭૭)

અપેક્ષાએ નિશ્ચય નયની અપેક્ષાએ તો સત્તામા એવુ સુખ જીવ માત્રમા છે જ, છે, પરતુ કર્મના વ્યાસગને લીધે તે સુખના સહજ ભાવને જીવ નથી વેદી શકતો, તે કર્મવ્યાસગ છૂટતા વેદી શકે છે કારણ કે હવે એની સ્વરૂપ સમાધિ+ અનંત બની છે, એટલે એ સુખ પણ અનત બની ગયુ છે

આ સ્વરૂપસમાધિના અનંત સુખનુ(×) સવેદન શાથી થાય છે? એ ચોખવટ કરતા પદ્યકાર ઉચ્ચરે છે કે –

---

+ સાધનાકાળની સમાધિમા અને સિદ્ધિકાળની સમાધિમા એટલો જ ફેર કે સાધનકાળની સમાધિ દેહબધન અને કર્મસગ હોવાને કારણે મર્યાદિત મુદત થતા જ છૂટી જાય છે પરતુ હવે એ સમાધિભગના કારણો 'સર્વાગસિદ્ધિ' પામ્યા પછી નાશ પામ્યા, એટલે હવે એ સમાધિ ખડિત થતી જ નથી અને "સત્યમુદા પતિ સગમાં રગ અભગ આરામ રે"

(×) અહી એક મહત્ત્વની બાબત પર ધ્યાન ખેંચવુ જરૂરી છે, તે એ કે મત, પથો અને પૂર્વમીમાસાએ સ્વર્ગ પર્યંતના અને ઇતરદર્શનોએ દુખાભાવરૂપ મોક્ષ પર્યંતનાં કલ્પના અને પોતપોતાની કક્ષા અને પરિભાષા પ્રમાણે ઉપાયો રજુ કર્યા. જો કે વેદાતે આત્માને તો વિભુ માન્યો પણ એણે દુખાભાવ ઉપરાત એના સહજાનદ સ્વરૂપનો ખ્યાલ આપ્યો ગીતાજીએ આગળ વધીને "यं प्राप्यननिवर्तंते तद्धाम, परमं मम" કહ્યુ પણ એ ધામ કયા? અને ત્યા આત્મા કઇ દશામા સહજ સુખ વેદે છે? તે ચોખવટ તો અહીં જૈનસૂત્રોદૃષ્ટિથી જ થઇ

એ ભૂમિકામા જવા છતા ઉત્પન્ન થયેલા કેવળજ્ઞાન અને કેવળદર્શનનો અંત આવતો નથી અર્થાત્

"અનંત દર્શન અનંત જ્ઞાન સહિત જો"

એ ભૂમિકામા અનંતજ્ઞાન અને અનંતદર્શન છે જ+ બસ અહીં

"જિનપદ નિજપદ એકતા ભેદભાવ નહિ કાંઇ"
(રાજપદ્ય પૃ ૧૧૬)

વ્યવહારસે દેવ જિન નિહચેસે હૈ આપ"
(રાજપદ્ય પૃ ૯)

—આજ સર્વાંતિમ ભૂમિકા!

—એની તાલાવેલી પળે પળે અમોતમા સૌને હો !!!



ઉપસંહાર :



અલબેલા યાગીશ્વ આનંદઘનજી સમતા પત્રાણીના મુખમાથી એ શબ્દો બોલાવે છે કે

**પરઘર ભમતા સ્વાદ કિયો લહે, તનધન યૌવનહાણુ**
(આનંદઘન બહુ પદ ૫૯-૩)

મમતામા રવુ એ પત્ઘર-કર્માધીન દશા એ **પરદેશ**.

—અને—

સમતામા સ્થિર થવું એ નિજઘર-આત્મસ્વતંત્રતા એ સ્વદેશ.

આ રીતે મમતા છૂટી, માયા છૂટી, કાયા છૂટી અને શિવ, અચલ, અરોગી, અનંત, અવ્યાબાધ, અપુનરાવૃત્તિવાળું સ્વઘર સાંપડયુ.

આત્માની પોતાના પ્રદેશો સહિત હસ્તી, સ્વભાવ, જ્ઞાન, સ્વભાવવેદન એટલે કે સચ્ચિદાનંદદશાનો "સ્વરૂપ સ્વદેશ" મળી ગયો.+

અહો કેવી એ અનુપમ પળ ! ! !

બોલો

**"સહજાનંદી સ્વરૂપી,**

**અવિનાશી હુ આત્મ સ્વરૂપ !**

*

## ઉપોદ્દઘાત

સિદ્ધિનાં સોપાનોનુ ક્રમવાર વર્ણન વાંચ્યા પછી પાઠકને એક પ્રશ્ન સ્વભાવિક જ થાય કે આ કથન અપરોક્ષાનુભૂતિથી

---

+ મત અને પંથોની ઝરણીઓ ધર્મની મહાસરિતામાં ભળે છે ધર્મો ષડ્દર્શનના અખાતમા ભળે છે દર્શનો સત્યના સાગરમા મળે છે અને આખરે સહુ સચ્ચિદાનંદના મહાસાગરમા મળીને મૂળથી માડીને અંત સુધીની એવી તો અખંડ આત્મીયતા સાધી લે છે, કે એ અવધિશિખાપર જગતનાં સૂક્ષ્મ અને સ્થૂળ સકળ સ્વરૂપો એક જ સ્વરૂપના ચિત્રવિચિત્ર આવિષ્કારો બની રહે છે જથુષ્ટ્રનુ બહિસ્ત, હજરતનુ જન્નત અને પૂર્વમીમાંસાના સ્વર્ગ ત્યા જૂદા નથી. ઇશુનો પ્રેમસ્વરૂપ પ્રભુ અને

કહેવાય છે કે આપ્તજનોના વચન પરથી? આનો ઉત્તર નિખાલસ હૃદયે પદ્યકાર પોતે જ વાળે છે કે —

* *

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહિ પણ તે શ્રી ભગવાન જો
તેહ સ્વરૂપને અન્યવાણી તે શું કહે?
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો (૨૦) અપૂર્વ

અર્થ સર્વજ્ઞ ભગવાન પણ જે પદને માત્ર વેદી શકે છે કહી શકતા નથી તેવા અકથ્ય સ્વરૂપને બીજાની વાણી તો કેમ જ કહી શકે? ખરી રીતે એ જ્ઞાન, અનુભવનો જ વિષય છે

વિવેચન વાણી એ અંતઃકરણના ભાવોને વ્યક્ત કરવાનું એક સાધન ખરું પણ શબ્દસ્વરૂપ થયા પછી એ પુદ્ગલ હોઈને એનું સ્વરૂપ પલટાઈ જાય છે એટલે જ ગમે તેવા પ્રેરક ભાવોથી વાણી નીકળી હોય તોય પાઠકનો આત્મા પ્રેરણા ઝીલી શકે તેટલો તૈયાર ન હોય તો એને સાધક થતી નથી આ રીતે શબ્દાત્મક વાણી એ પુદ્ગલલક્ષણ છે અને જ્ઞાન એ ચૈતન્યલક્ષણ છે એ લી જ કહે છે કે —

એમ છતા પ્રભુ! એ અનુભવને વાણીમા ઉતારી શકતા નથી.

કારણુ કે ચૈતન્યને। અનુભવ. પુદ્ગલમા કેમ ઉતરી શકે? છતાં એ પરમપુરુષના શ્રીમુખથી થતા ઉપદેશમા અને ઇતરના ઉપદેશમા અનુભવની ખામીને લીધે જેટલી પ્રેરણા એ નિમિત્તે જાગે છે, તેટલી પ્રેરણા અન્યવાણીના નિમિત્તે નથી જાગતી કારણુ કે અનુભવના જે ઓળા ઉતરે છે, જે સર્જન જન્મે છે, તે અનુભવવિહીનની વાણીમાથી નથી નીતરતા માટે જ પદ્યકાર કહે છે કે જ્યા આવી જ સ્થિતિ છે, ત્યા એવા સ્વસવેદ્ય સ્વરૂપને મારા જેવાની વાણી તો શ્યે વદી શકે? કારણુ કે તે જ્ઞાન, કેવળ અનુભવગોચર છે! અહીં પ્રશ્ન થાય કે જ્ઞાન માત્ર અનુભવગમ્ય છે તો "તે જ્ઞાન" એમ વિશેષ ભાર મૂકવાનુ શુ કારણુ! ઉત્તર એ છે કે આત્મજ્ઞાન એક માત્ર અનુભવગમ્ય છે આત્મજ્ઞાન સિવાયના પરોક્ષ જ્ઞાન સબધમા તો વસ્તુપ્રત્યક્ષ ન હોય તોય હેતુ દૃષ્ટાંતાદિથી વસ્તુનો બોધ થાય છે કારણુ કે એ પરોક્ષજ્ઞાન ઘણુખરુ ચક્ષુગમ્ય કે બુદ્ધિગમ્ય હોય છે×

## ઉપસંહાર

અધ્યાત્મજ્ઞાન માત્ર આત્મપ્રત્યક્ષ છે. કેવળજ્ઞાની પણુ એ

---

× જૈનદૃષ્ટિએ માત્ર "આત્મજ્ઞાન" ને જ પ્રત્યક્ષ જ્ઞાન કહ્યુ છે અને તેમાય સર્વોચ્ચપદ કેવળજ્ઞાનને આપ્યુ છે મતિશ્રુત જ્ઞાનને એ પરોક્ષ માને છે એટલે કે નૈયાયિક, વૈશેષિકાદિ દર્શનશાસ્ત્રો માને છે તેમ આખોથી દેખાતાને જ એ પ્રત્યક્ષ નથી માનતુ, કારણુ કે દર્શનશાસ્ત્રોની પરિભાષાથી જૈનદૃષ્ટિની પરિભાષા ઊડે ઊડે જાય છે.

જ્ઞાનને અતિનિકટમાં રહેતા સાધકનેય અનુભવાવી શકતા નથી, તેમ અનુભવદર્શન, વાણીમાં લાવી પણ શકતા નથી. "મૂંગાના મીઠા સોણલા સમુ" એ મૂંગા આત્માનું સુખસંવેદન છે. ત્યાં (મારા જેવા) અન્યને–બીજાને–તો 'અપૂર્વ' અવસર એવો ક્યારે આવશે! એવી યાચના જ કરવાની રહી!

## ઉપોદ્ઘાત

હવે પદકાર સામે એક ગંભીર પ્રશ્ન થાય છે કે જો આ જ સ્થિતિ છે, તો આ પદરચનાનો હેતુ શો? એના ઉત્તરમાં એ પોતે જ કહે છે

**એહ પરમપદપ્રાપ્તિનું ધર્યું ધ્યાન મેં**
**ગજા વગર ને હાલ મનોરથરૂપ જો;**
**તો પણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો,**
**પ્રભુ આજ્ઞાએ થાશું તે જ સ્વરૂપ જો (૨૧) અપૂર્વ**

અર્થ – આ તો માત્ર એવા પરમપદને મેળવવાની મારી મુરાદ પ્રભુને ચરણે ચિંતનદ્વારા મૂકી છે અત્યારે મારું ગજું નથી પણ મારા મનમાં એવી નિષ્ઠા દૃઢ થઈ છે કે જો પ્રભુની આજ્ઞા પ્રમાણે ચાલશે તો આખરે એ સ્વરૂપ મગશે / મળશે.

જીવ બોલે છે – મે પદ પામી જવાનો મારો દાવો નથી. દાવો [illegible] ના નાથ! ના [illegible] યાચના કરવાની જરૂર જ શાની [illegible]? [illegible] માની [illegible] તને એ આપી દઉં તો!!

પ્રભુધ્વનિ આવે છે"

પરમાત્મન્! આપે જ અગાઉ કહ્યુ છે કે "હુ આપી ન શકું" કારણ કે એ આપી અપાય તેવી વસ્તુ નથી"* છતા આપો તોય એ જીરવવા જેટલી હાલ મારામા લાયકાત નથી

"જીવ બોલે છે"

ખરી વાત તો એ છે કે જે "જે જેનુ ચિંતન કરે છે તે તે રૂપ બને છે"+ એ ન્યાયે આપના પરમપદના ચિંતનથી હુ પણ તે રૂપ બનવા ઇચ્છુ છુ શકિત વિના માત્ર ચિંતનથી વસ્તુપ્રાપ્તિ કેમ થાય? આ ટૂકનુ બીજુ ચરણ એનો ઉત્તર વાળે છે કે જો ખરેખરી લગની હોય, તો એ લગનીની ભસ્મમાથી ખરી ક્રિયાશકિત આપોઆપ જન્મે જ છે પરતુ એવી લગની–નિત્યવસ્તુની વફાદારી, દૃઢ સંકલ્પ માગે છે માટે જ પદ્યકાર કહે છે કે:—

**"તો પણ નિશ્ચય રાજચદ્ર મનને રહ્યો."**

અર્થાત્ એ વજ્રસંકલ્પ મન સાથે દૃઢ કર્યો છે. પરતુ મનોવૃત્તિ તો અવળે માર્ગે પણ કા ન દોરી જાય? કારણ કે જીવને અનાદિ કાળથી સ્વચ્છદનો નાદ લાગ્યો છે. માટે જ છેલ્લે એ દ્વાર ખોલી નાખે છે કે.—

**"પ્રભુ–આજ્ઞાએ થાશુ તે જ સ્વરૂપ જો"**

---

ટિપ્પણ—*જુઓ શ્રી આચારાગ ૫–૨–૧૧

+ **वीतराग ! तद्ध्यानाद वीतरागो भवेद्भवी** (જૈનાચાર્ય)

દર્પણ હાથમા લેતા જેમ મુખાકૃતિનુ ભાન થાય છે, તેમ સિદ્ધ કે જિનેશ્વરસ્વરૂપના ચિન્તનરૂપ દર્પણથી આત્મસ્વરૂપનુ ભાન થાય છે,

(મોક્ષમાળા પાઠ ૧૩ મો)

પ્રભુઆજ્ઞા વિના પરમપદ—આત્મસ્વરૂપ—પમાય જ નહિ! એટલું જ નહિ પણ એના અવલંબન વિના ડગલુંય ભરવું એ કેવળ અધોગતિ વહોરી ભવાટવીમાં ભટકવા જેટલું મહા જોખમી છે.

અહીં પ્રશ્ન એ થાય કે પ્રભુ તો નિરંજન, નિરાકાર, નિર્લેપી અને સ્વસ્વરૂપનિમગ્ન છે એ શી રીતે આજ્ઞા કરે?

એનો ઉત્તર એક વિભાગમાં તો એ છે કે—જિનદેવ પોતે અમુક કાળે, અમુક ક્ષેત્રે સદેહે વર્તતા હોવાનો સંભવ છે જ અને તેઓ નિર્લેપી તથા સ્વસ્વરૂપમગ્ન હોઇને આખરે તો નિરંજન નિરાકાર બને છે પણ તે પહેલાં પોતાની અમર વાણીનું દાન કરે છે. છતાં એવા પુરુષનો જ્યાં અભાવ હોય ત્યાં એમને માર્ગે ચાલનારા સત્પુરુષો અને વીતરાગ માર્ગના પ્રેરક સચ્છાસ્ત્રો તો શોધકને કોઇ પણ કાળે અને કોઇ પણ ક્ષેત્રે મળી જ રહેવાના.

## ઉપસંહાર

વિચાર અને વિવેક વિના જિજ્ઞાસા અશક્ય છે.

જીવનમાં અદ્ભૂતતા નવીનતા અને દિવ્યદૃષ્ટિ પ્રેરે તે વિચાર.

સત્યાસત્યનું પૃથક્કરણ—છણાવટ—તે વિવેક.

જિજ્ઞાસા સિવાય શ્રદ્ધા અશક્ય છે.

સત્પુરુષોના અનુભવ આગમના વચન અને પોતાની વિવેક બુદ્ધિ એ ત્રણેના સમન્વય પછી સમાપ્તિ માટે પુરુષાર્થ કરવાના અચલ નિશ્ચય બળ તે શ્રદ્ધા. શ્રદ્ધા વિના સત્પુરુષોની માના વ આ ાકય છે ુ ા મ સ નિ ર્ દ ન ા નિખાલસતા

અને સત્યની સાક્ષાત્ મૂર્તિ, નિસ્પૃહતા, નિખાલસપણુ અને સત્યની તાલાવેલી એ જ સત્પુરુષની આજ્ઞા

આજ્ઞારાધના વિના વજ્રસકલ્પભર્યું સદ્દવર્તન અશક્ય છે મુસીબતો અને પ્રલોભનોને સમતાપૂર્વક જિતવા તે જ વજ્રસ-કલ્પભર્યું સદ્દવર્તન

વજ્રસકલ્પમય સદ્દવર્તન વિના ધ્યાન અશક્ય છે ધ્યાન એટલે એકાગ્ર આત્મચિંતન

ધ્યાન વિના સિદ્ધિ નથી

સિદ્ધિ એટલે વીતરાગ ભાવની પરાકાષ્ઠા



## અતિમ ઉપસહાર

મહાપુરુષોનો પથ એટલે અદરની અને બહારની ગાઠથી છૂટવાનો માર્ગ એ માટે સૌથી પ્રથમ શરત તો એ, કે બધા સબધોમાહેનુ તીક્ષ્ણ બધન છેદી નાખવુ જોઈએ પણ એ શરત સાગોપાગ પાળવા માટે પહેલી આટલી લાયકાત હોવી ઘટે—

(૧) ભાવમાત્રથી ઉદાસીનતા

(૨) દેહ, એ સયમ માટે છે વિલાસ માટે નહિ, એવો ખરો વિવેક

આવી ઉદાસીનતા અને ખરા વિવેકમાથી સ્વય ચૈતન્ય-જ્ઞાન ઉપજે ચૈતન્યજ્ઞાન સાચુ છે કે કેમ એ જોવાનુ માપ એ કે જીવનમા સત્યને આચરવાની તાલાવેલી 'લાગે' શુદ્ધ સ્વરૂપના

ધ્યાનની લગની લાગે એટલે માર્ગમાં ધારી–અણધારી–મુસીબતો અચાનક આવીને કસોટી કરવા ઊભી રહે પણ એમને વગાવતા ન તો મૂંઝવણ થાય કે ન તો ખેદ કે અભિમાન થાય ! એક બાજુથી સંયમનું સુકાન બરાબર હોય અને એ સંયમનું સુકાન સાચી જ દિશા તરફ છે કે સ્વચ્છંદતાને માર્ગે ? તે જોવાના ધ્રુવકાંટારૂપ વીતરાગવચનની આજ્ઞાધીનતા હોય.

આમ થવાથી એવી જાગૃતિ અચૂક આવે કે વિષયો ન લોભાવી શકે ? મન ખેંચાય તોય અસહ્યવેદના થાય અને કદીય પ્રતિબંધ રાખ્યા વગર અંતરંગ ભાવ વધ્યા કરે.

આ ક્રમે આગળ જતા ક્રોધ માન, માયા અને લોભ; જે જે વૃત્તિમાંથી જ મ્યા છે; તે વૃત્તિ દબાતી જઈ અને જીવ સમભાવરસનો પ્યાલો પીતો જાય.

આની ખાતરી બે રીતે થાય —

(૧) આંતરિક દૃષ્ટિએ.

(૨) અને બાહ્ય દૃષ્ટિએ

આંતરિક દૃષ્ટિનું પ્રમાણ એ, કે જાતે જેમ ક્રોધને દબાવે તેમ બીજાના ક્રોધને પણ મૂળથી ઝર પાડખી દે અને દબાવી શક બીજાના ક્રોધ પોતાને કોપિત ન કરે ત્યારે જાણવું કે એ ક્રોધ સામે જિતાયો છ એ જ રીત અભિમાન માયા અને લ નનુ [illegible]

અંતર દૃષ્ટિની આરસી એ૮ બાહ્યદૃષ્ટિ હોઈને—એવો [illegible] પ શરીર પર કંગી મ ન [illegible] શત્રુ અને મિત્ર

પ્રત્યે સમભાવે જુએ, પ્રશસાનિંદાને જીરવી જાણે અને જીવવામા કે મરવામા ભેદ ન ભાળે. છેવટે તો એટલો નિર્મોહી બની જાય કે કોઈ મોક્ષ આપવા આવે તોય ન મોહાય!

આટલો નિર્મોહી થયો એટલે પછી એને ભય શો રહ્યો? મસાણ અને મહેલાત, એને તો બેય સરખા

સિંહ, વાઘ, વરુમા રહેલા આત્મા સાથે એને વૈર ન હોય પછી એમનાથી એનુ હૈયુ થડકે જ શાનુ?

આવા નીડરને ઈચ્છા માત્રનો નિરોધ સહજ હોય! કોઇ અલૌકિક રિદ્ધિ કે અપ્રતિમ સિદ્ધિની લાલચ પણ એને ખોખુ લાગે આગળ જતા આટલે દૂર આવ્યો છતાય, જો મૂળથી કોઇ અશુદ્ધિ રહી ગઇ હોય તો પતનનો ભય ઊભો જ છે પણ મૂળે શ્રદ્ધા અને શુદ્ધબુદ્ધિ એ બન્ને પાખ બરાબર હોય તો જ ઊડી શકાય આ ઉડ્ડયનને પરિણામે પૂર્ણ વીતરાગતા પ્રગટે અને આત્માના સંપૂર્ણ જ્ઞાનનો પ્રકાશ પથરાઇ જાય

એટલે ભવબીજનો નાશ થાય,
અને સર્વકાર્યની સિદ્ધિ થાય,

જ્યા લગી આયુષ્ય હોય ત્યા લગી આત્મધ્યાનમા મુખ્યોપયોગે ટકી, અનાસક્ત ભાવે ક્રિયા કરી આખરે જડ–સબધ માત્ર છૂટી જઇને સહજપદમા સ્થિતિ થાય એ સ્થાન જે સ્થળે છે, ત્યાથી પાછું ફરવાનુ છે જ નહિ, જ્યા અનત સમાધિ છે, અનંત સુખ છે.

આવુ પરમપદ વર્ણવવા માટે વાણી પર્યાપ્ત નથી.

એ મુખ્યત્વે અનુભવનો વિષય છે એવા અત્યુત્તમ પદનાં મુખ્ય અવલંબન બે—

(૧) એ માર્ગે જવાનો દૃઢ સંકલ્પ

અને

(૨) પ્રભુ પ્રત્યેનો દૃઢ સમર્પણભાવ.



## પરિશિષ્ટ

૧ અપૂર્વ અવસર એવો ક્યારે આવશે? ઉ. અ. ૨૯ ગા. ૨૨
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો? ઉ. અ. ૪ ગા. ૩
સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને. ઉ. અ. ૮ ગા. ૪
વિચરશું કવ મહત્પુરુષને પંથ જો? આ. ૧ ઉદ્દે ૩ સૂ. ૧
અપૂર્વ અવસર. મહાજનો યેન ગત સ પન્થા
(મહાભારત)

૨ સર્વભાવથી ઔદાસીન્યવૃત્તિ કરી, ઉ. અ. ૨૯ ગા. ૨
માત્ર દેહ તે સંયમહેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહિ, અ. આચા.
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો. દશ. ૬ઠ્ઠું ૨૦ ૨૧
અપૂર્વ અવસર

૩ દર્શન મોહ વ્યતીત થઈ ઊપજ્યો બોધ જે, ઉ. અ. ૨૮ ગા. ૩૦
દેહ ભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો ઉ. અ. ૨૮ ગા. ૩૫

તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે, ઉ અ ૨૮ ગા. ૩૦
વર્તે એવું શુદ્ધ સ્વરૂપનુ ધ્યાન જો,
અપૂર્વ અવસર.

૪ આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્તે દેહ પર્યંત જો, અ ગા
ઘોર પરિષહ કે ઉપસર્ગભયે કરી, ઉ ૨–૧૩
આવી શકે નહી તે સ્થિરતાનો અંત જો
અપૂર્વ અવસર

૫ સંયમના હેતુથી યોગ પ્રવર્ત્તના,
સ્વરૂપ લક્ષે જિનઆજ્ઞા આધિન જો, આચા ઉદ્દે સૂ
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતિ સ્થિતિમા અ –૯-૧–૯
અંતે થાયે જિન સ્વરૂપમા લીન જો
અપૂર્વ અવસર

૬ પંચ વિષયમા રાગદ્વેષવિરહિતતા ઉ અ ૨૯ ગા. ૬૨/૬૬
અ ઉ સૂ.
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો, અ ૯–૪–૩
દ્રવ્ય, ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધવિણ આ અ ૯ઉ.૪સૂ ૧૩
વિચરશુ ઉદયાધિન પણ વીતલોભ જો આ અ.૯ઉ૨સૂ ૪
અપૂર્વ અવસર આ અ ૯ઉ ૨ સૂ ૫

૭ ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધસ્વભાવતા ઉ અ.૨૯ગા. ૬૭થી૭૦
માન પ્રત્યે તો દીનપણાનુ માન જો, અથવા

| | |
|---|---|
| માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની, | અ. ગા. |
| લોભ પ્રત્યે નહી લોભ સમાન જો. | ૪૨૩ ૮—૩૭ |
| અપૂર્વ અવસર. | |
| ૮ બહુ ઉપસર્ગકર્તા પ્રત્યે પણ ક્રોધ નહી | ઉ અ. ૨ ગા. ૧૧ |
| વંદે ચક્રી તથાપિ ન મળે માન જો; | ઉ અ. ૨ ગા. ૩૮ |
| દેહ જાય પણ માયા થાય ન રોમમાં, | ઉ સૂ. |
| | આ. અ. ૯—૩—૯ |
| લોભ નહિ છો પ્રબળ સિદ્ધિ નિદાન જો | ઉ અ. ૨ ગા. ૨૬ |
| અપૂર્વ અવસર. | ઉ અ. ૨ ગા. ૪૩ |
| | અ. ૨-૪૪ |
| ૯ નગ્નભાવ મુંડભાવ સહ અસ્નાનતા | આ.અ.૯ઉ ૧ સૂ ૧૮ |
| અદંત ધોવન આદિપરમ પ્રસિદ્ધ જો. | આ અ. ૯ ઉ ૪ સૂ ૨ |
| કેશ, રોમ, નખ કે અંગે શૃંગાર નહી | ભગવતી શતક |
| દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો. | ઉદેશો પ્રશ્ન ન |
| અપૂર્વ અવસર. | ૧—૯—૩૦ |
| ૧૦ શત્રુ મિત્ર પ્રત્યે સમદર્શિતા, | ઉ અ. ૧૯ ગા. ૨૫ |
| માન અમાને વર્તે તે જ સ્વભાવ જો | ઉ અ. ૧૯ ગા ૯૦ |
| જીવિત કે મરણે નહીં ન્યુનાધિકતા, | |
| ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સ્વભાવ જો | |
| અપૂર્વ અવસર. | |
| ૧૧ એકાકી વિચરતા વળી સ્મશાનમા | અ ગા. |
| વળી પર્વતમા વાઘસિંહ સંયોગ જો | ઉ ૨ ૨ /૨૧ |

